આવૃત્તિ પહેલી
ઈ. સ. ૧૯૪૦
સંવત ૧૯૯૬



તમારી

સખીઓ

બ્હેનો

પુત્રીઓ

વહુઓ

ને કોઈને શ્રી:શક્તિ

ગ્રંથમાળાનાં પુસ્તકો

ભેટ આપો.



ઇશ્વરલાલ વીમાવાળાનું
શ્રી:શક્તિ કાર્યાલય
કેળાપીઠ, સુરત.



હેરામ્બ મુદ્રણાલય, કેળાપીઠ, સુરતમાં ઇશ્વરલાલ એમ. વીમાવાળાએ છાપ્યું અને ત્યાંથીજ પ્રગટ કર્યું.

# સ્ત્રીઓ અને હાસ્ય

સ્ત્રીઓ અને હાસ્ય વિશે લખતાં હિંદુસ્થાન પ્રજામિત્રના વિદ્વાન તંત્રીજી સીતારામ શર્માએ લખ્યું છે કે સમાજમાં સ્ત્રીઓએ હસવું નહિ એવી માન્યતા છે તે નષ્ટ થવી જોઇએ....સ્ત્રીઓએ માત્ર પતિને ખુશ કરવા માટે જ હસવું અથવા તો પતિનું આનંદી મુખ જોઈનેજ ખુશી થવું–એ જુના જમાનાનો કાયદો હવે ઉંચો મૂકાવો જોઇએ. નિર્દોષ ગમ્મતોમાંથી, રોજના જીવનમાં બનતા ક્ષુદ્ર બનાવોમાંથી પણ સ્ત્રીઓને હાસ્યરસ મેળવવાનો અધિકાર છે. શું કોઈ જાડો માણસ પોતાની હેટ પવનથી ઉડી જાય તેને પકડવા દોડતો હોય તેને જોઈને સ્ત્રીઓને હસવું ન આવે? કોઈ કાકાની પાઘડી છોકરાઓ ઉડાવે ને કાકા તેમને ગાળો દઈ લાકડી લઈ મારવા દોડે એ પણ કાંઇ ઓછો હાસ્યનો વિષય નથી. સામાજિક જીવનમાં સેંકડો નાના મોટા પ્રસંગો બને છે કે જેમાંથી સ્ત્રીઓ પુરૂષો, સહુ

કોઇ બેસુમાર નિર્દોષ હાસ્યનો ખોરાક મેળવી શકે. પુરૂષો તો તેવો ખોરાક મેળવે જ છે. પણ વડીલોના ધાકને લીધે સ્ત્રીઓને ઘણીક વાર હાસ્યવૃત્તિને દબાવીને બેસી રહેવું પડે છે તેમ કરતાં તેમને એક પ્રકારની રૂંધામણ થાય છે. એ સ્થિતિ ટળવી જોઇએ.

આ પુસ્તકમાં અમે એવા અનેક પ્રસંગો ગુંથ્યા છે જેનાં મૂળ સમાજના ઝીણા ઝીણા રીતરીવાજોમાં છે. આમાં ગુંથેલી વાર્તાઓ જુદા જુદા સમર્થ લેખકોએ લખેલી છે. દરેકેદરેક વાર્તા સમાજના એક એક ખુણાને સ્પર્શે છે અને તેમાંની હાસ્યજનક બાજુને વાંચક સમક્ષ ખુલ્લી કરે છે. અમને ખાત્રી છે કે અલ્પ શિક્ષિત બહેનોને પણ એમાં ખૂબ રસ પડશે.

આ બીજી આવૃત્તિને પણ તેઓ પૂરા ઉત્સાહથી વધાવી લેશે એવી આશા છે.

ક. બા.






ચિ. ________________ ને ________________ તરફથી

# ગોરધન પંડિત

સ્વર્ગમાં એક વાર રમઝટ ઝામેલી. દેવો મશગૂલ થઇ ગયા હતા. ગાન અનેરું હતું. ગાંધર્વો બજાવતા હતા. અપ્સરા નાચતી હતી. જાણે બસ આનંદની હેલી વરસી રહી હતી.

ત્યાં અચાનક આવી પડ્યા જમદેવ. જમદેવ આવ્યા તો ભલે આવ્યા. એક ખૂણે બેસી રહો. ચુપચૂપ નાચ જુઓ. બીજી ગરબડ શી? પણ ના! જમરાજ એમ બેસે તો જમરાજ શાના? તેમણે તો આવી ધમાધમ કરી મૂકી. એક તબલું લઇ બેસી ગયા. તડકધૂમ તડકધૂમ, તાક ધિન, ધમાકધૂમ કરી મૂક્યું. બધો તાલ બગડી ગયો. બધો રસ તૂટી ગયો. બધી રમઝટ મારી ગઇ. હોહાકાર થઇ ગયો.

મહાદેવજીએ મિજલસમાં હતા. તેઓ ગુસ્સાથી થરથર કંપે: ફટ રે ભૂંડા! આવું તે તોફાન! આવી તે ગમ્મત? જા, તને શાપ દઉં છું. ૮૭ વરસ સુધી તારે પૃથ્વીમાં રહેવું. ચીખલી ગામમાં જન્મવું. ત્યાં બ્રાહ્મણ થવું. સંસ્કૃતના પંતુજી થવું. અને અહિં જેવા તબલા બજાવ્યા તેમ છોકરાઓના માથા પર તબલા બજાવવા. પછી છોકરાઓ તને જોઇ લેશે. જા, ફટ રે ભૂંડા, જા!

એ આ જમરાજ ધમ્મ દઇને પડ્યા. પૃથ્વીને વિશે જન્મ્યા. ચીખલી ગામને વિશે જન્મ્યા. ને એજ એ અમારા માસ્તર શ્રીમાન ગોરધનદાસ. ગોરધન પંડિત.

* * *

આ વાત ભીખુએ કહેલી. ભીખુ અમારાજ વર્ગમાં. ભીખુ હતો કંચનના કકડા જેવો છોકરો. અમારા વર્ગનું રતન. અલબત્ત, ભણવા વાંચવામાં ડાબા હાથનો પહેલો નહિ તો પાંચમો સાતમો; પણ ધીંગા મસ્તીમાં, તોફાન બખેડામાં, એને પહેલાથીયે ઉંચો નંબર આપવો જોઇશે. વળી નવી નવી અજબગજબ વાતો શોધી કાઢવામાં એ એક્કો. એનો જોટો જડે નહિ. ચોથા ધોરણુમાં અમને ગોરધન પંડિત સંસ્કૃત શીખવે. પણ પહેલેથી ત્રીજા ધોરણના છોકરાઓ ય ગોરધન પંડિતથી થરથર ધ્રૂજે. જાણે એને જમરાજજ માને. પંડિતજી હશે ચાળીસેકની આસપાસ, પણ દીઠે સાઠ બાસઠ લાગતા. નાના નાના વાળ, નાકે રૂપેરી દાંડીના ચશ્મા, તે પણ દાંડી જરા ભાંગી તૂટી, ને તેથી દોરીઓ વડે બાંધી લીધેલી. મેલી મેલી પિછોડી ઓઢે ને નાકમાં તપકીરના સડાકા તાણુ બે તાણુ કરે; તેથી નસકોરાં મોટાં–ખાસ્સાં પાઇ ઘુસી જાય એવડાં. મૂછ પણ તપખીર તપખીરમય થઇ જાય. ચહેરો સૂકો લુખો; પણ શરીરમાં જોર ખરૂં.

પંડિતજીને ને ભીખુને બાપે માર્યું વેર. ભીખુભાઇનાં પરાક્રમોની પણ શી વાત કરવી? પંડિતજીને એનાથી તોબા પોકારવી પડે. તેને સારૂ તો આ વાત લખવી પડે છે. માર ખાવાની ભીખુને નવાઇ નહોતી. બરડે સોળ પડે તો ભલે પડતા. પણ ભીખુ તે ભીખુજ રહેવાનો.

એક દહાડાની વાત. પંડિતજીએ કંઇક સવાલ પૂછ્યો.

ભીખુને જવાબ દેતાં જરાયે આંચકો નહિ. આવડે ન આવડે તેની ફિકર નહિ. જે મોંઢે ચડ્યું તે બોલી મારે. ભીખુએ આ વખતે પણ એવોજ જવાબ દીધો. પંડિતજી ખુરસી પરથી ઉઠ્યા ને દપ દપ દોડી આવ્યા. ભીખુને બે ચાર તમાચા ચોંડી કાઢ્યા. પણ ભીખુના ગાલ તો તમાચાથી રીઢા થયેલા. તેને શું વાગે લાગે? તે તો નિરાંતે કપાળેથી પરસેવો લૂછે. જાણે કંઈજ નથી.

પંડિતજી જરા અટકીને કહે: કેમ રે, વાંદરા! સાન આવશે કે?

ભીખુએ જવાબ દીધો. સહેજ મ્હોં ચઢાવ્યું. સહેજ છીંક ખાધી. સહેજ ખોંખાર્યો. પછી બોલ્યો; સાબ, મારો તેની ફિકર નહિ. પણ સોટીથી મારો, જેથી દૂર રહીને મરાય. આ તો આપની ગંધાતી પિછોડીની વાસથી મારૂં માથું ફરી જાય છે.

બસ, બોલી રહ્યો! પછી જાય ક્યાં? પંડિતજી તો ફરી માંડી પડ્યા. પોતાની પિછોડી કાઢી બેવડ ત્રેવડ વાળીને નાકે દબાવી રાખી. અમે જેમ તેમ હસવું ખાળી રાખ્યું. અમારા પેટમાં ગુંચળા વળવા લાગ્યા. પણ કરવું શું? હસીએ તોયે ભીખુને આફત. ન હસીએ તોયે પેટમાં દુઃખે.

ભીખુ પિછોડીમાં જેમ તેમ ગુંગળાતે અવાજે બોલવા લાગ્યો: સા'બ, મારો જોઈએ તેટલો, પણ આ નથી ખમાતું. આ ઉકરડો નથી સહેવાતો. યાક્ થૂ! થૂ! થૂ!

પંડિતજીને લાગ્યું કે બેટમજીને હવે ઠીક ઠીક સજા થાય છે. એને ઠેકાણે આણવાનો આજ રસ્તો થાય એમ ધારી તેમણે પિછોડી ધરીજ રાખી. પણ થોડી વારે તો ભીખુએ 'ઓયાક ઓયાક' કરીને ઓકવાનું શરૂ કર્યું. પિછોડી ઉલટીથી રંગાવા માંડી. એકદમ પંડિતજી પિછોડી ખેંચી લેવા ગયા. પણ હવે ભીખુ શાનો છોડે? તેણે પિછોડી પકડી રાખી

વખતે ઉલટી પોતાના ડીલ પર પડે! પંડિતજીને પિછોડી જતી કરવી પડી. વધારે ખેંચવા જાય તો હાથ પગ ખરડાય!

તે દહાડે પાઠ તો આગળ શું ચાલે–પત્થર! હેડમાસ્તર દોડી આવ્યા. પણ પંડિતજીની પિછોડીને આ રંગ ક્યાંથી લાગ્યો તે કંઇ સમજ્યા નહિ. પંડિતજીને પણ જવાબ શું દેવો તે સમજાયું નહિ. ગમે તેમ ઉડાવ્યું.

બહાર જઇ ભીખુ હસે તો હસે. બોલ્યોઃ જોયું, કેવી ગમ્મત! હું તો હાથે કરીને ઓકચો. હવે કેવા ગુંચાયા ગોરધનકાકા!

પંડિતજીને આમ ઘણીક વાર ભીખુ ચાટ પાડતો. તેનાથી અમને ખૂબજ મઝા આવતી. કેમકે કલાકના 'અવર'માં પંડિતજી પોણો કલાક મારવામાં ને ગાળો ભાંડવામાં ગાળતા. ને કોઇ એકાદ પણ તેમને હાથે છટકવા પામતું નહિ. તેથી ભીખુ પર બધા છોકરા ખુશ રહેતા. ને તેને પાનો પણ સારી પેઠે ચઢાવતા.

ભીખુ જીતના હરખમાં ઘેર જતાં જતાં બોલી ગયો કેઃ આ પિછોડી પંડિતજી સ્વરગથી આવતાં સાથે લાવેલા. ને જતાં જતાં સાથે લઇ જવાના હતા. પણ હવે કોણ એને એ લઇ જવા દે છે? હવે તો અહિં એ પિછોડી મૃત્યુલોકમાંજ રહેવાની. જાત જાતના ચાળાચસ્કા કરી ભીખુએ સૌને હસાવી હસાવી પેટ દુઃખવ્યાં.

( ૨ )

મૂળ વાત તો હજુ કહેવાની છે. પંડિતજી વર્ગમાં ત્રણ પ્રકારની સજા કરતા. લક્ષ્મણચીમટો, સીતાસપાટો, રામઝપેટો, જેની પહેલવહેલી ભૂલ થતી તેને માટે નંબર વન ઉરફે લક્ષ્મણ ચીમટોની વ્યવસ્થા હતી. લક્ષ્મણચીમટો એટલે લમણાના વાળ વડે પંડિતજી છોકરાને ઉંચકતા. આથી અમે કાન પાસે વાળ નહિ રાખવાનું શીખ્યા. ઝુલફાં લઇનેજ કપાવી નાંખીએ. હજામ

પૂછે: એમ કેમ ? તેને કહીએ: વધુ માટે પૂછો પંડિતજીને. તું તારે કાપતો હોય તો કાપને ! આમ ઝુલફાં કપાવીએ એટલે પંડિતજી ખૂબ ખિજાતા, ને અમારા બંને કાન ઝાલી અમને તે વડે ઉંચકી પાટલી પર ઉભા કરી દેતા.

જેની બીજી વાર ભારે ભૂલચૂક થતી અથવા કલાસમાં ખડખડ હસાઈ જતું તેને માટે નંબર બીજાની સજા હતી. સોટા સપાટો. માથાથી ઉંચકી પીઠ પર બેચાર જોરથી લગાવી દેતા. એ પણ આકરૂં તો ખરૂંજ. પણ સૌથી આકરો તો, બાપ, રામઝપેટો. એની તો વાતજ જવા દો.

પણ ન કહો કંઇ છૂટકો છે ? જેના પર ગોરધન પંડિતને સૌથી વિશેષ ગુસ્સો આવે તેના પર રામઝપેટાનો ઉપયોગ થતો.

તેને બાસ્ટી ઉપર ગરદન ધરીને ઘોડા પેઠે ઉભો રાખે. ને પછી બે હાથની બે મુઠ્ઠીઓ વાળી પંડિતજી ભમાભમ મારે. આખા શરીરનું જોર એમાં કાઢે. જાણે બલિદાનમાં હોમવાનો પાડો ઉભો છે ને ચંડાળ તેના પર છરીનો ઝાટકો મારે, તેમ.

ભીખુભાઈની ઉપર આ રામઝપેટાનો પ્રયોગ એકજ દિવસ થયેલો. તે દિવસે ભીખુએ ગોરધનકાકાને ખૂબજ ખિજવેલા. કાકાએ હુકમ કર્યો: ચલાવ, ઘોડો થા. રામઝપેટો.

ભીખુને તે વાતની ક્યાં ના હતી ? તે તો તૈયારજ. ઉભો થઇ ગયો. પંડિતજીએ ખૂબજ જોર કાઢીને બે મુક્કીઓ ઉગામી. જ્યાં મુક્કી નીચે ઉતરી ત્યાં ભીખુ ચપ્પ દઇને ખસી ગયો. મુક્કીઓ બંને ખૂબજ જોરથી પાટલી સાથે અફળાઇ. હાથ કૂટાઇને ખીમો થઇ ગયા. ભીખુને મારવાનું તો બાજુએ રહ્યું. પણ ઓ બાપ રે કરીને પંડિતજીજ ચીસ પાડી ઉઠ્યા. હાથમાં ભારે દુઃખવા લાગ્યું. જઇને ખુરસી પર પડ્યા ને હુસહુસ કરવા લાગ્યા.

આ બાપ રે સાંભળી પડોશના વર્ગમાંથી માસ્તર આવી પહોંચ્યા. જુએ તો પંડિતજી હાથ પર ફુંક મારે છે ને તેમનું મ્હોં દયામણું ગાય જેવું થઇ રહ્યું છે. માસ્તરે પૂછ્યું: કેમ, પંડિતજી, શું થયું, શું થયું?

પંડિતજી બોલી ઉઠ્યાઃ કપાળ, આખા ગામનો ઉકરડો લાવી મારા વર્ગમાં ભેળો કર્યો છે. ગધેડાઓ, ભામટાઓ, ચોરટાઓ......ઉફ......

માસ્તરસાબ પંડિતજીને પિછાનતા હતા. સમજી ગયા કે કંઇક એમનું પોતાનુંજ પરાક્રમ હશે. કંઇ પણ ન બોલતાં પોતાના વર્ગમાં ચાલ્યા ગયા.

બસ, બરાબર એજ વેળા અમારા વર્ગના એક નિશાળીયા ગણુપતિને બહાર જવાની જરૂર ઉભી થઇ. એકી જવાનો થયો. બિચારો ઘણી વાર સુધી બ્હીકનો માર્યો દાબીને બેસી રહ્યો હતો. છેવટે ન રહેવાયું એટલે ઉઠ્યો ને કાંપતો ધ્રુજતો પંડિતજીના ટેબલ પાસે જઇ દયામણે મોંઢે બોલ્યો—સર, બહુ થયો છું, બહાર જવા દો.

પંડિતજીનો મિજાસ તો તે વેળા પૃથ્વી પર ક્યાં હતો? તે ક્યાં તો આસમાન પાતાળ કે પછી જમલોકમાં તો ગયોજ હતો. વાઘની પેઠે ઘુરકીને તેઓ બોલ્યાઃ ગધેડા......

તેઓ બોલી રહ્યા ન રહ્યા ત્યાં તો ગણુપતિથી ત્યાંજ થઇ ગયું. કરે શું બિચારો! કુદરતી વસ્તુ દાબેલી ક્યાં સુધી દબાય? આખા કલાસમાં હોહા થઇ ગઇ ને તે વેળા તો વર્ગને રજા મળી.

હેડ માસ્તર સાહેબ બે ચાર છોકરાને ખૂણામાં લઇ ગયા. પછી પૂછ્યું: અલ્યાઓ, છે શું? રોજ ઉઠીને કેમ તમારાજ વર્ગમાં કંઇક ને કંઇક ગરબડ ઉભી થાય છે?

હેડ માસ્તર સાબનું કહેવું સાંભળી કેશવ બોલ્યોઃ પંડિતજી રામઝપેટા દે છે ને, તેથી.

હેડ માસ્તર નવાઇ પામ્યા. તે બોલી ઉઠ્યાઃ રામઝપેટા ? એ શું વળી ?

આંખો મટમટાવી ધીરેથી કેશવે ફરી કહેવા માડયું; અરે સાહેબ, કંઇ એટલુંજ છે ? અમારે તો લક્ષ્મણ ચીમટા છે, સીતા સપાટા છે, ને સૌમાં ચઢિયાતો રામઝપેટો. રામ સૌથી મોટા ખરા કની ?

હેડ માસ્તર સાહેબે ગંભાર ડાચું કરી કહ્યુંઃ ભલે, તમે બધા જાઓ.

લાગે છે એવું કે હેડ માસ્તર સાહેબે 'પડદા પાછળ' પંડિતજીના કાંઇક કાન કરડ્યા હશે. તેથી બીજા દિવસથી વર્ગમાં માર બંધ પડ્યો. પણ પઢી ટેવ તે તો ટળે કેમ ટાળી ? બે ચાર દિવસે વળી નવીજ જાતની સજા ઉભી થઈ. કાન અમળાવા લાગ્યા. ધપ્પા પડવા લાગ્યા. એ ધપ્પા પણ તોબા હોં ! પંડિતજીના ધપ્પા કની ! ને પંડિતજી કોણ ! સાતસાત (સાક્ષાત) જમદેવ !

એક દહાડો ઇન્સ્પેક્ટર સા'બ નિશાળની તપાસણી અર્થે આવ્યા. પંડિતજીએ તાલ કર્યો. વર્ગના પહેલા પાંચ સાત છોકરા-જે સૌથી હુશિયાર તેને છેલ્લી પાટલી પર બેસાડ્યા, અને બાખુ તથા તેની ડાબા હાથની મંડળીને મોખરાની પાટલી પર બેસવાનો હુકમ કર્યો. તેણે ધારેલું કે ઇં૦સા૦ છેલ્લા છો-કરાઓને નબળા ધારી તેમનેજ વિશેષ સવાલો પૂછશે. પણ ખુદા ખુદા ! યા પરવરદેગાર ! તેણે તો આવીને શરૂથીજ સવાલ કરવા માંડ્યા ને સંસ્કૃત શ્લોક પૂછવાનું શરૂ કર્યું. પહેલાજ છોકરાંને શું આવડે ? ઠંઠ ગોપાળ. તે તો સાહેબનું

ડાચુંજ જોયા કરે. બીજો કંઇક જેવું તેવું બોલવા ગયો. ત્રીજો કંઇક બેચાર શબ્દ બોલીને બગાસું ખાવા મંડ્યો. જાણે મ્હોં પહોળું કરવાથી તેમાં કંઇક આવી પડવાનું ન હોય!

ને પેલી બાજુ પંડિતજીને તો પરસેવો ઝરેઝરેબ. વધુમાં હવે ભીખુનોજ વારો આવતો હતો. તે ગમે તેવું કંઇ યદ્વા તદ્વા બકી ન મારે એની તેમને સખ્ખત બ્હીક હતી. મનમાં ને મનમાં તેમણે કંઇ કંઇ બાધા આખડી રાખી હશે.

પણ ભીખુને તો કોણ ઓળખતું ન હોય? એની જોડે એક દક્ષિણી છોકરો બેઠેલો હતો. તે પણ હતો તો જરા હોશ્યાર. પણ એને આત્મવત્ સર્વ ભૂતેષુનો શ્લોક આવડતો હતો. તેમાં એણે ગોટો વાળ્યો ને આત્મવત્ સર્વ દ્રવ્યેષુ પરદ્રવ્યેષુ લોષ્ટવત્ એવું બાફ્યું. ઇન્સ્પેકટર સાહેબ પાંચમા નંબરને આવો ભયંકર બાચકો કરતો જોઇ નવાઇ પામ્યા. પણ પછી છઠ્ઠા નંબરનો વારો આવ્યો. ભીખુને ઇન્સ્પેકટર સાહેબે પૂછ્યું: તને કંઇ શ્લોક આવડે છે?

ભીખુ બોલ્યો: હોવે સાહેબ. પંડિતજીએ સરસ શીખવ્યો છેને.

**રામસ્ય ઝાપટો લાગમ્**
**સીતા મારે સપાટકમ્**
**લક્ષ્મણશ્ચીમટો શ્રેષ્ઠઃ**
**ગોરધન પંડિત નિપુણમ્**

પંડિતજી હાં હાં કરતા રહ્યા. મ્હોં તો લંબોટી જેવડું થઇ ગયું. ઇન્સ્પેકટરના ગુસ્સાનો પાર ન રહ્યોઃ નાન્સેન્સ યુ ગદ્ધા. કહી તેમણે તો પગ અફાળી ચાલવા માંડ્યું.

બીજી બાજુ તે જતાંજ પંડિતજી લઇ દંડો ને ઉઠ્યા, ને દોડ્યા ભીખુને ઝાપટવા. પણ પાસે આવતાંજ 'ખબરદાર' કરી

ભીખુએ એવો ઘાંટો પાડ્યો કે ચમકીને ઉભા રહ્યા. પછી ભીખુ બોલ્યોઃ સાહેબ, મારશો તો એવી ચીસ પાડીશ કે ખુદ ઇન્સ્પેક્ટર સાહેબ અહિં દોડી આવશે.

પંડિતજીનો બધો રોફ ખલાસ થઇ ગયો. ધરતી મારગ આપે તો પેસી જાઉં એવું તેમને થયું. અમને લાગ્યું કે પંડિતજી રડી પડશે. ભીખુ કહે તે કરી બતાવે એવો હતો, ને સારી પેઠે સમજનાર પંડિતજી ખુરશી પર જઇ નીચું મોઢું કરી લમણે હાથ મૂકી બેસી રહ્યા.

થોડી વારે હેડમાસ્તરને તરફથી તેડું આવ્યું. પંડિતજી ગયા. અમે હેડ માસ્તરનો ઘાંટો સાંભળ્યોઃ વાહ, માસ્તર વાહ! તમારા છોકરાઓને સંસ્કૃતનો એકડે એક પણ આવડતો નથી! આખું વરસ શું ઉકાળો છો?

પંડિતજીએ શો જવાબ દીધો તે ખબર નથી. પણ બીજે માહિને પંડિતજીના પગારમાં રૂપિયા આઠનો ચટાકો ગયાની વાત આવેલી. બિચારા રાજીનામું આપીને પણ જાત ક્યાં?

હવે છેલ્લી વાત કહી લઉં.

એક દહાડો ભીખુએ પંડિતજીની તપખીરની ડબ્બી ઉડાવાનો ડખો કર્યો. પંડિતજી તો ગુસ્સાથી ભડભડ સળગી ઉઠ્યા. એનું ચાલે તો ભીખુને ફાંસીની સજા દે. ભીખુ આગળ દોડ્યો. પંડિતજી દંડો લઇને પાછળ પડ્યા. અમારા વર્ગની પાસે જ એક ઓરડા જેવું એક 'દફતરખાનું' હતું. તેમાં નિશાળનાં આગલાં ઓચરિયાં, ચોપડા, ફાઇલો વગેરે રહેતું. ઓરડો જરા અંધારો હતો. ને તેમાં ઘોડીઓ પુષ્કળ હતી. ભીખુ દોડતો દોડતો તેમાં પેઠો ને ટપ દઇને બારણાંની પાછળ ભરાઇ ગયો. બીજી બાજુ બનેલું એવું કે આગલું કોઇક દફતર જોવા હે.મા. સાહેબ એ ઓરડામાં આવેલા; ને વાંકા વળી કોઇક ઘોડી પરનું દફતર જોતા

હતા. પંડિતજીને ગુસ્સામાં ને ગુસ્સામાં કંઈ ભાન રહ્યું નહિ. વાંકા વળેલા હે૦ મા૦ ને ઓળખવા જેટલો વખત રહ્યો નહિ. ડગલો, બીખુનોય ધોળો ને હે. મા. નો પણ ધોળો. પંડિતજીએ તો સડ દઈને હે૦ મા૦ ની પીઠ પર દંડો લગાવી દીધો. હે.મા. ઓરે બાપરે, કરી ઉઠ્યા. એ વેળા પંડિતજીની ચમક ભાંગી. તેજ ક્ષણે ત્યાંથી તે ભાગી છૂટ્યા. ને ગયા તે ગયાજ. આજ દિન સુધી તેનો પત્તો નથી.

બાકીનાં પચાસ વરસ પૂરાં કરી પાછા જમલોકે પરવરવાની વાટ જોઇ રહ્યા હશે એમ માનવું છે.



૨૨૦૬૨

# કોલેજનું જીવન

હું, પેસી, પંડયા અને બદરૂની ટોળી કોલેજમાં છપાયલાં કાટલાં જેવી થઇ ગઈ હતી. પ્રોફેસરો પણ અમને ઝાઝા ન છેડવામાંજ ડહાપણ સમજતા હતા. કોઇ પ્રોફેસર પાછળ તાળોટા પાડવામાં કે કોઇની પાઘડી ઉડાડવામાં અમારી આગેવાની હોય તો ખુદ પ્રીન્સીપાલ પણ આંખ આડા કાન કરી નાંખતા. આમ અમારી ચારની જોડી આખી કોલેજમાં પંકાઇ ગઈ હતી.

ફુરસદના સમયમાં અમે એક બીજાને પોતાની વાતો દીલ ખોલીને કહેતા. ફક્ત પંડયા કંઈક છૂપાવતો હોય એમ અમને લાગ્યા કરતું. વાત એમ હતી કે હું મારી સુધા વિશે જણાવી દઉં, પેસી તેની નાજાંના પ્રેમની વાતો ખુલ્લા જીગરથી જણાવી દે, બદરૂ તેની પડદાનશીન બીબીનો રોમાન્સ સુણાવી અમને ઘડીભર મુગ્ધ કરી નાંખે. પણ પંડયાના મુખમાંથી પોતાની પત્ની વિશે એક પણ અક્ષર નીકળે નહિ. જ્યારે અમે તેને પોતાની કહાણીયે મહોબ્બત સુણાવવા આગ્રહ કરતા ત્યારે તે કહેતો:

"કોની મહોબ્બતની કહાણી સંભળાવું? તમારી વાતો સાંભળી મને પરણી જવાનું મન થાય છે. પણ અમારી ન્યાત

કમબખ્ત એવી છે—"

એમ કહી જ્યારે તે પોતાની જ્ઞાતિની ઉંચ નીચની પ્રથા, સમાજની રૂઢિચુસ્તતા તથા સમાજના બીજા સડા ઉપર બળાપો કરતો ત્યારે અમને તેના વાંઢાપણા માટે ખરેખર દયા આવતી. પણ તે અમારી પ્રેમકથાઓ સાંભળી લઇને વારંવાર અમારી મજાક કરતો. સ્નેહનાં મધુરાં સ્મરણો તાજાં થતાં, અને ગમે તે છૂપી વાત ખુલ્લા દિલથી કહી દેતા; તેનો પંડ્યાએ ગેરઉપયોગ કરવા માંડ્યો હતો. તે અમને મજનુ અને ફરહાદની ઉપમા આપી વારંવાર બનાવતો. તે ખરેખર પરણ્યો છે કે નહિ તેની તપાસ કરવા અમે બહુ પ્રયત્ન કર્યો. પણ તેમાં અમને સફળતા મળી નહિ. કોલેજના ફોર્મમાં Married or Single (પરણેલા કે કુંવારા)નો પ્રશ્ન હોય છે. કલાર્કને સમજાવી અમે પંડ્યાનું ફોર્મ કઢાવી જોયું તો તેમાં પણ Single લખ્યું હતું. છતાં અમારો વહેમ કાયમ રહ્યો. કારણ કે અમે પોતે પરણેલા હોવા છતાં અમારા ફોર્મમાં "કુંવારા"જ ભરેલું. કોલેજીયનો પોતે પરણેલા છે એમ જણાવતાં શરમાય છે એટલે ઘણા પરણેલાઓ પોતાને કુંવારા તરીકેજ ઓળખાવવામાં અભિમાન સમજે છે.

પણ એક દિવસ પંડ્યા અમારા હાથમાં આબાદ સપડાઇ ગયો. કોલેજના લેટર બોક્ષમાં તેના નામનો વાંકાચુંકા અક્ષરનો પેનસીલથી લખેલો પત્ર આવ્યો. પેસીએ તે તરત ઉપાડી લીધો અને અમારી પાસે લાવ્યો. અક્ષર કોઇ સ્ત્રીના લાગતા હોવાથી અમે કવર ફોડી કાગળ વાંચવાનો નિશ્ચય કર્યો. બહરૂએ ભારે સીફતથી કવર ખોલ્યું. અમે ત્રણે જણે કાગળ વાંચવા માંડ્યો.

સુકરવાર

સવસ્તી સરી ગામ અમદાવાદ મધીયે અનેક સુભોપમા લાયક વાલા પરાણનાથની સેવામાં

એતાન સરી ગામ ધોળકેથી લખીતંગ આપની દાસીના પાયે લાગણુ વાંચજો. જત તમારો કાગર કેમ નથી—આ દાસીનો સું ગુનો થયો તે આમ રીસાયા છો? તમે તો કોલેજમાં ભણતાં નાટક ચેટક જોઈ આણંદ કરતા હસો, પણ હવે આ દાસીની પણ જરા ખબર લેસો. બાપાજીએ મને ખાસ આહી તેડાવી છે. માટે આ રજાઓ પડે ત્યારે ઘેર જરૂર જરૂર આવજો.

એજ. લી૦ તમારા દરસનની પ્યાસી

આપની દાસી

કાશી

"વાહ! પંડીઆ! હવે બરાબર આબાદ ફસાગો છે." પેસી બોલ્યો. "દીકરો બધાને મૂરખા બનાવે છે. પન હવે મૂરખ બને એ બીજા!"

"એ જો, તું એમ બાંગરો વાટી નાંખ નહિ," મેં કહ્યું. "તેને બનાવવોજ હોય તો પૂરો બનાવીએ."

"હા, હા—એ બા ઠીક છે." બહરૂ વચ્ચે પુરાયો—"આપને એવો પલાન ઘડીએ કે જેથી તે બીચારો યાદ કરે કે ગને મલા ઉતા."

અમે પલાન ઘડી કાઢયો. પછી પેલું કવર પાછું બરાબર બંધ કરી લેટર બોક્ષમાં મૂકી દીધું. સાંજે અમે તેના થોડા ફાટેલા ટુકડા હોસ્ટેલના વરંડામાં પડેલા જોયા. એટલે અમને ખાત્રી થઈ કે પંડ્યાએ તે વાંચી ફાડી નાંખ્યો હશે.

કોલેજમાં વેકેશન પડી. મેં અને પેસીએ જણાવ્યું કે અમે કાલેજ કાઠિયાવાડની ટુર ઉપર નીકળી પડનાર છીએ અને વેકેશનમાં ત્યાંનાં જાણીતાં સ્થળોની મુલાકાત લેવાના છીએ—બહરૂએ વેકેશન ગાળવા પોતાને વતન સિદ્ધપુર જવાની તૈયારી કરી.

એટલે પંડયાએ પણ ધોળકે જવા માટે બેડીંગ બાંધ્યું. અમદાવાદમાં તે વખતે માદનની પારસી આલફ્રેડ નાટક કંપની આવી હતી. તેથી તેના બે ત્રણ ખેલો જોઇને પછી નીકળવાનું બ્હાનું કાઢી અમે ઉપડવાનું ચાર પાંચ દિવસ પાછું ઠેલ્યું, એટલે પંડયા ધોળકે જવા ઉપડી ગયા. કાગળ લખવાને બ્હાને અમે તેનું ધોળકાનું સરનામું લઇ લીધું.

પંડયાના ગયા પછી અમે છૂટકારાનો દમ ખેંચ્યો. અમારે તેમને વિદાય કરવા હતા તે તો ધાર્યા પ્રમાણે બન્યું. અમે અમદાવાદમાંજ દશ બાર દિવસ ખેંચી કાઢ્યા. ત્યાર બાદ અમારા પ્લાન મુજબ પંડ્યાને અગાઉથી ખબર આપ્યા વિનાજ એક દિવસ અમે ઓચીંતા ધોળકે જઇ પડ્યા.

ત્યાં જઇ પંડ્યા રહેતા હતા તે મહોલ્લો અમે ઓળખી કાઢ્યો અને એક વૃદ્ધ દેખાતા માણસને પંડ્યાનું મકાન પૂછ્યું.

"પેલા અમદાવાદવાળા?" વૃધ્ધે પ્રશ્ન કર્યો. "ચશ્મા પહેરે છે અને બાલીસ્ટરનું કાલીજમાં ભણે છે એ તો નહિ?"

હા–હા, એજ." અમે કહ્યું. વૃધ્ધે કરેલું વર્ણન પંડ્યાને આબાદ બંધ બેસતું આવતું હતું.

"પેલું ઉંચા ઓટલાવાળુંજ ઘર." અમને આંગળીથી મકાન બતાવતાં વૃધ્ધે કહ્યું. અમે ઉપડ્યા. પૂછ્યા વિનાજ અમે તે ઉંચા ઓટલાવાળા મકાનમાં દાખલ થઇ ગયા. મકાનના ચોકમાંજ ઢીંચણ સુધીના પોતીયામાં સજ્જ થએલા મિ. પંડ્યા કપડાંમાં સાબુ ઘાલતા દષ્ટિગોચર થયા! તેમની સામેજ એક સ્ત્રી કાંસકાથી માથું હોળતી બેઠી હતી.

"હલ્લો! મિ. પંડીયા! કેમ છેવ?" પેસીએ તરત બૂમ પાડી. અમે બધા એક સામટા અંદર ધસી ગયા. અમને જોતાંજ પંડ્યા ગભરાયા. ઝટ હાથ ધોઇ નાખી તેઓ હસીને ઉભા થઇ

ગયા અને અમને આવકાર આપતાં કહ્યું:

"આવો, આવોને! તમે બધા ક્યાંથી? આ ગામડાના જંગલી લોકોને કપડાં બરાબર ધોતાં ન આવડે એટલે હું મારે હાથેજ સાબુ નાખતો હતો." વગર પૂછયે તેમણે પોતાનો બચાવ કર્યો.

"તે અમે જંગલી શેનાં છીએ તે!" અમને જોઇ માથે ઓઢતાં પેલી સ્ત્રી બોલી. એકાએક મારૂં ધ્યાન તેના તરફ ખેંચાયું.

"એવન કોન છે, મિ. પંડયા?" પેસીએ પૂછ્યું.

"એ...એ...એ...She is a distant relative of mine (એ તો એક મારી દૂરની સગી છે.)" પંડયાએ ઈંગ્રેજીમાં ફેંકયું.

અમે હીંચકા ઉપર જગ્યા લીધી. પંડયાએ ચપળતાથી પોતાનો સ્પેશીયલ ડ્રેસ બદલી નાખી ધોતીયું અને ખમીસ પહેરી લીધાં. તેમનો ક્ષોભ હજી દૂર થયો ન હતો. એટલામાં બ્હારથી રમતા રમતા બે નાના છોકરાઓ દોડતા આવ્યા અને પંડયાને વળગી પડ્યા.

"બાપા, જુઓ આ નટુએ મારો પીસવો લઇ લીધો. એં, એં, એં."

પંડયા પરણ્યા હશે એવો વ્હેમ તો અમને અગાઉથી હતોજ. પરંતુ તેઓ "બાપા" પણ બન્યા હશે તે અમે ન્હોતું ધાર્યું! તેમનો ચ્હેરો ફોટો પાટી લેવા જેવો થઇ ગયો. પેસીથી રહેવાયું નહિ. તે માસીસ પંડયા તરફ ફરીને બોલ્યો:

"કાસીભાભી! આય અમારા ભાઇબંધ પંડીયા તો અમુને કે'તા ઉતા કે હું પનીયોજ નથી. અમે સઘલા પન્નેલા એટલે એવન રોજ અમારી મજાક ઉરાવતા. હવે કંઇ ચાઇ બાઇ પાવ તો કંઇ થીક થાય."

પેસીને મોંઢેથી કાશીભાભીનું નામ સાંભળી પંડ્યા વધારે ચોંક્યા. હવે તેમનાથી વધુ છૂપાવાય તેમ નહતું. એકાદ ગુન્હેગારની માફક તેઓ ઉતરી ગયેલા કોળા જેવું ડાચું કરી અમારી પાસે આવી બેઠા.

"વેલ, ડીકરી, એમ રોઇ સાનો પરેચ? બોલ, તારા ફાધર કેથે ગીયા છ કે સું?"

"તેઓ ત્રણ ચાર દિવસ માટે અમારા એક સગાને ત્યાં ગયા છે." પંડ્યાજી કંઈક હોંશમાં આવ્યા.

"થાંક તીયારે. અમે તમુ લોકને બહુ ડીસ્તર્બ કરવા માગતા નથી. સાંજના જે મોતરબસ અમદાવાદ જાય છે તેમાં અમે આર્જેન્ટ ઉપડી જઇસું."

કાશીભાભી ચા કરી લાવ્યાં. અમે બધાંએ સાથે બેસી તેને ઇન્સાફ આપ્યો. કાશીભાભી બિચારાં ગામડાનાં પણ બહુ ભોળાં, માયાળુ અને આગતાસ્વાગતામાં કુશળ જણાયાં. પંડ્યા કરતાં તેમણે અમને રોકાવા કરવા પૂરો આગ્રહ કર્યો. પણ અમારું કાર્ય પુરું થઈ ગયું હોવાથી તેજ સાંજના અમે અમદાવાદ જવા ઉપડી ગયા.

તે બાદ કદી પણ મિ. પંડ્યાએ અમારી મજાક કરવાની હિંમત બતાવી નથી.



# જ્ઞાતિબંધુ

મારૂં હાલનું મકાન બદલવા મેં અનેક નિશ્ચયો કરેલા, પણ તે અમલમાં મૂકી શકેલો નહિ. મારી આ અનિશ્ચિતતાને પરિણામે મારે અનેક પ્રસંગોએ સોસવું પડયું છે–મુખ્યત્વે કરીને મારા જ્ઞાતિબંધુઓ તરફથી.

મકાનનો લત્તો પસંદ કરવામાં મેં ગંભીર ભૂલ કરેલી–મેં ખાસ કરીને જ્ઞાતિજનોની પાડોશમાંજ મકાન રાખેલું. પરંતુ તેથી સગવડતાને બદલે અગવડતા વધુ થઇ પડી હતી. તેમાં પણ જ્યારે કોઇને ત્યાં જમણવાર હોય ત્યારે મારૂં મકાન "ઉતારા" જેવુંજ બની જતું. આઘેથી જમવા આવનારા જરા વહેલા નીકળી મારે ત્યાંજ પડાવ નાંખતા.

મારા એક દૂરના સગા હિંમતલાલે તો આવા પ્રસંગો માટે મારૂંજ મકાન રીઝર્વ કરી રાખ્યું હતું. જમણ હોય તે દિવસે તેમના બે ચિરંજીવીઓ બાબુ અને મનુને તેઓ નિશાળે મોકલતા નહિ. દસ વાગ્યામાં તેમને ખીચડી ખવડાવી મારે ત્યાં મોકલી દેવામાં આવતા–સાંજે ચાર વાગે હિંમતલાલનાં પત્ની કમળાબ્હેન પધારતાં. અને હિંમતલાલ પોતે સાડા પાંચ વાગે આવતા. આ કાર્યમાં કદિ ફેર પડતો નહિ.

રવિવારનો દિવસ હતો. રજા હોવાથી સુધા વાતો કરતી કરતી ધીમે ધીમે રસોઇ બનાવતી હતી. હું આરામ ખુરશીમાં પડ્યો પડ્યો વર્તમાનપત્રનાં પાનાં ઉથલાવતો હતો. એટલામાં દાદરનાં પગથીયાં ખૂબ જોરથી ખખડવા માંડ્યા. અને બાબુ તથા મનુ પોતાનું તમામ બળ અજમાવી પગ ઠોકતા અને તાલબદ્ધ લેફ્ટ રાઇટ, લેફ્ટ રાઇટ બોલતા લશ્કરી ઢબે મારા દિવાનખાનામાં દાખલ થયા.

"આગેસે ગદ્ધા આયા, લશ્કરકા ભેદ પાયા." એ કહેવત અનુસાર હું તરત કલ્પી શકયો કે આજે કોઇ સ્થળે જમણવાર હોવો જોઇએ. હું પોતે ઘણે ખરૂં જ્ઞાતિ ભોજનમાં જતો નહિ. પણ હિંમતલાલ તો તેની પંદર દિવસ અગાઉથી ખબર રાખી દિવસો ગણતા. એટલે દસેક વાગ્યા હોય અને બાબુ તથા મનુની જોડી નાની સરખી પોટલી બગલમાં મારીને આવે. એટલે સમજી જવાનું કે આજે કોઇને ત્યાં જમણવાર છે.

રવિવાર એટલે આરામનો દિવસ—એ આરામમાં જરા પણ વિક્ષેપ પડે તે કોનાથી સહ્યું જાય ? પેલા છોકરાઓને જોઇ સુધાએ મોં મચકોડ્યું. અગાઉ એક પ્રસંગે તો તેણે કહી પણ નાખેલું,

"તમારા બાપે શું લાડવો દાટયો છે તે અત્યારથી અહીં આવીને ચોંટો છો ?"

આ આખું વાકય પેલા બે નંગોએ આખો દિવસ ગોખેલું —કહો કે સુધાના ચાળા પાડયા કર્યા—અને ચાર વાગે જ્યારે કમળાબ્હેન આવ્યાં ત્યારે સુધાએ તેમને આ પ્રમાણે કહ્યું હતું એમ સુધાની સમક્ષજ તેઓએ કહી બતાવ્યું. સુધા છોભીલી પડી ગઇ. અને તે દિવસથી આ છોકરાંઓને કંઇ પણ ન કહેવાની તેણે મન સાથે ગાંઠ વાળેલી.

રસોઇ તૈયાર થઇ. એટલે હું જમવા બેઠો. જરા વિવેક કરવા ખાતર સુધાએ પેલાઓને પૂછ્યું: "અલ્લા બાબુ! મનુ!

તમારે જમવું છે ? ચાલો દાળભાત ખાવાં હોય તો.”

“હોવે.” કહેતાને બન્ને જણ ઉઠચા અને પોતાની સાથે આણેલી પોટલીમાંથી બે નાની શણીયાની પોતડીઓ કાઢી પહેરી લીધી અને મારી જોડે ગોઠવાઇ ગયા ! દુભાતે હૃદયે સુધાએ થાળીઓ પીરસી.

“ન્યાત હોય ત્યારે અમારી બા તો ખીચડીજ કરે છે. એક તો અમને ભાવે નહિ. ને પાછી “સાંજે જમશો શું ?” કહી થોડીજ મૂકે. તમે બહુ સારાં છો.” દાળનો સબડકો મારતાં મનુએ સુધાનાં વખાણ કર્યાં.

થોડી વારમાં તો બન્ને જણ દાળભાત ચપાટી ગયા અને થાળી સાફ કરી નાંખી.

“મને થોડાં દાળભાત આપજો.” બાબુ બોલ્યો.

“મનેય આપજો.” મનુએ કહ્યું.

સુધા મુંઝાઇ ગઇ. તપેલાં ખાલી થવા આવ્યાં હતાં. બન્નેની થાળીમાં થોડું થોડું પીરસ્યું. દર રવિવારે તે કંઇ ને કંઇ નવી વાની બનાવતી. આજે તેણે થોડાં ખમણઢોકળાં બનાવ્યાં હતાં. તે પણ પેલા બે જણ માંગી માંગીને ઉડાવી ગયા. સુધાને ચાખવાનો એક ટુકડો પણ રહ્યો નહિ.

અમે જમીને બહાર આવ્યા. સુધા હવે શું ખાશે તેનો હું વિચાર કરતો હતો. એટલામાં તે બહાર આવી.

“કેમ, આજે એકાદશી કરવી છે કે શું ?” મેં જરા હસતાં હસતાં પૂછ્યું.

“તમે ઠંડું કર્યું એટલે મશ્કરીજ સુઝે ! મારે એકલી માટે તો હવે કંઇ કડાકુટ કરતી નથી. ચાર બટાકા બાફવા મૂકી દીધા છે, એટલે ફરાળ જેવું કરી લઇશ.”

આમ કહી તેણે પાનની પેટી ઉઘાડી મારે માટે પાન બ-

નાવવા માંડયું. પાન જોતાંજ પેલા બન્ને જણુ ત્યાં આવીને બેસી ગયા. સુધા ખૂબ ચીઢાઇ હતી. એટલે તેમને માટે પાન ન બનાવતાં પેટી તેમના તરફ હડસેલતાં બોલીઃ

"ખાવાં હોય તો તમારી મેળે બનાવી લો." મને પાન આપી તે રસોડામાં ગઇ. પેલા ઉસ્તાદોએ બે મોટાં પાન ચોપડી અંદર બબ્બે એલચી નાખી, ડબલ બીડું બનાવી મોઢામાં ગોઠવ્યું અને ત્યાંથી કુદકો મારી રમવા ઉભા થયા. હું પણ જરા આરામ લેવા કોચમાં પડયો, અને થોડી વારમાં નિદ્રાધીન થઇ ગયો.

હું કેટલા કલાક ઉંઘ્યો તે યાદ નથી. પણ કંઇ પડઘમ જેવા ધુમ્‌ધુમ્ અવાજથી મારાં નેત્રો ખુલી ગયાં–સુતાં સુતાં જ મેં સાંભળવા માંડયું. પેલા ધુમ્‌ધુમ્ સાથે અવાજ પણ સંભળાયાઃ

તાબુતનો વાણિયો, અલ્લા બેલી બજો,
જાતનો હું કાછીયો, અલ્લા બેલી બજો,
બાધા ઉતારવા, અલ્લા બેલી બજો,
આજે હું નીકળ્યો અલ્લા બેલી બજો.

આ કંઇ તાબુતના દિવસો ન હતા–કદાચ હોય તો પણ મારા મેડા ઉપર તો તાબુતવાળાઓ હરગીજ ન રમે-સુતાં સુ-તાંજ મેં પાછળ ફરીને જોયું. તો સામેની રૂમમાં બાબુ અને મનુ તાબુતના વાણિયાનો પ્રયોગ અભિનય સાથે ભજવવામાં એકતાન થઇ ગયા હતા. બાબુએ મારા ટાઇપરાઇટરના ઢાંકણામાં દોરી ભેરવી તેને ઢોલકની માફક ગળે ભેરવી દીધું હતું, અને તાલ પ્રમાણે કુદતો કુદતો બન્ને હાથે જોરથી વગાડતો હતો. મનુએ પાઘ-ડીને અભાવે સુધાનો ગુલાબી સાળુ માથે વીંટયો હતો. અને તેમાં લાંબુ દાતણ ખોસી મારી પેન્સીલ તથા પાર્કર ફાઉન્ટન પેન એક બીજા સાથે ઠોકીને તે બાબુની સામે કુદતો હતો. (ચિત્ર)

"આ જુઓ, તમારા ટાઇપરાઇટરના ઢાંકણાંને ઢોલકાની માફક

ટીપી ટીપીને કેવું બનાવી દીધું છે તે? અને પેલી પાર્કર પેન તમે પરમ દિવસેજ બાવીસ રૂપીઆ ખર્ચીને લાવ્યા છો ને! તેની ટાંકનો તો કુચો થઇ ગયો. હવે બાકી છે તે પેન્સીલ સાથે ઠોકી ઠોકીને પૂરી કરે છે. મારો ગુલાબી સાળુ મેં ગડી વાળીને કબાટમાં મૂકયો હતો. તે ઉઠાવી લાવી પેલા મનીયાએ માથે વીંટી ફાડીનો કરી નાખ્યો. તમારૂં ધોતીયું અને મારી સફેદ સાડી પેલી બારીએ સુકવ્યાં છે તેની શી સ્થિતિ છે તે તો જુઓ." બોલતાં બોલતાં સુધાની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં.

મેં બારી તરફ જોયું. ધોતીઆ અને સાડી ઉપર મોટા મોટા લાલ ડાઘા ઠેકાણે ઠેકાણે પડયા હતા.

"આ ડાઘા કેવી રીતે પડયા?"

"પેલા ઉમરાવજાદાઓ વિના બીજું કોણ પાડે? ડબલ પાનનાં બીડાં બનાવી બન્નેએ ખાધેલાં." મનુ બારીએ થુંકવા ગયો તે બ્હાર પડવાને બદલે ધોતીયા ઉપર પડયું, એટલે તેણે બાબુને બોલાવ્યો: "બાબુ, જો તો ખરો. આ મોરના જેવો આકાર પડયો છે કે નહિ?"

"ઓહો. એમાં શું? એવું તો મનેય આવડે." કહી બાબુએ સાડી ઉપર પાનની પીચકારી મારી.

"એ બરાબર નહિ. આમ." કહી મનુએ પાછો ધોતીયા ઉપર હલ્લો કર્યો.

"અરે, આમ." કહી બાબુએ સાડી ઉપર છંટકાવ કર્યો.

"આમ બન્ને વચ્ચે હરિફાઈ ચાલી અને બન્ને કપડાં રંગાઇ ગયાં. આજે તો મેં ખાસ બ્લીચીંગમાં પલાળીને ગળીના પાણીમાં બોળી સફેદ બગલાની પાંખ જેવાં બનાવેલાં, ત્યારે પેલાઓએ બધી મહેનત ઉપર પાણી ફેરવ્યું." સુધા બોલી.

"પણ તેં તરત ધોઈ નાંખ્યાં હોત તો ડાઘા નીકળી જાત."

"આ તો ફરી ધોયાં ત્યારે ડાઘા આટલા ઝાંખા પડયા છે.

છતાંય હવે પહેરવાને લાયક રહ્યાં નથી.” સુધા અકળાઇને બોલી.

પેલા બન્ને જણુ ઉપર મને ખૂબ ગુસ્સો ચઢ્યો. મેં ઘડી-આળમાં જોયું તો પોણા ચાર વાગ્યા હતા. ચાર વાગે તો કમળા-બ્હેન આવી જતાં હતાં. એટલે થોડા સમય માટે તેઓને ધમકા-વવાં તે મને ઠીક ન લાગ્યું. અમે બન્નેએ પ્રેક્ષકોની માફક તેમની ચિકિત્સા જોયા કરી.

બરાબર ચાર વાગે કમળાબ્હેન પધાર્યાં. અમને બન્નેને શાન્ત રીતે તેમના ચિરંજીવીઓનાં પરાક્રમ નિહાળતાં જોઇ કંઇક ક્ષોભ પામ્યાં. અંદરના ઓરડામાં મનુ અને બાબુનો વેષ જોતાંજ ક્રોધથી તેમની આંખો ફાટી ગઇ. તેમને જ્યારે રગેરગમાં ક્રોધ વ્યાપે ત્યારે તે દુર્વાસાના બીજા અવતાર સમાં દેખાતાં. ખુદ હિંમતલાલ પણુ તેમનાથી થરથરતા. શરીરે ભારે હોવા છતાં ગતિમાં ચપળ હોવાથી તેમણે સીધોજ પેલા બન્ને જણા ઉપર ધસારો કર્યો અને સાંબેલાને ભૂલાવે તેવા પોતાના હાથ વતી બન્નેના વાંસા ટીપી નાખ્યા. તેમના હાથમાંથી તેઓ છટકી શકે તેમ ન હતું. કારણુ એક હાથે બન્નેના ખમીસના કોલર પાછળથી પકડી બીજે હાથે તેમને ધીબવા માંડ્યા હતા. બન્નેએ રોકકળ કરી મૂકી. છતાં પ્રહારો એકધારા ચાલુજ રહ્યા. અમે બન્ને ઓશીઆળા જેવાં થઇ ગયાં. છેવટે તેમને છોડાવવા માટે મારેજ વચ્ચે પડવું પડ્યું.

“મુવાં, નખ્ખોદીયાં! વાંદરાં છે, વાંદરાં.” કમળાબ્હેને પેલાઓને છોડી દેતાં ઉભરો બહાર કાઢ્યો.

“તું વાંદરી! વાંદરાં વાંદરાં કોને કહે છે?” કહેતોકને મનુ દાદર ઉતરી ગયો.

“વાંદરાંની મા વાંદરી.” કહી બાબુ પણુ તેની પાછળ દોડ્યો.

“મુવાં–મરતાં હોય તોય છૂટકો થાય.” બળાપો કરી કમળા-

બ્હેન બેઠાં.

સાંજે સાડા પાંચ વાગે હિંમતલાલ આવ્યા ત્યાં સુધીમાં કશો નોંધવા લાયક બનાવ બન્યો નહિ. મનુ અને બાબુ કમળા-બ્હેનની બીકે નીચેજ રમ્યા કરતા હતા. તેઓ હિંમતલાલની પાછળ લપાતા છૂપાતા ઉપર આવીને બેસી ગયા.

"ધેર થઇને આવ્યા ?" કમળાબ્હેને પૂછ્યું.

"ના."

"ત્યારે હું તો તમારૂં પિતાંબર નથી લેતી આવી. હશે. ચાલો, કંઇ વાંધો નહિ. આ અરવિન્દભાઇ તો જમવા આવતા નથી. તેમનું પહેરી લેજો."

કચવાતે દિલે સુધાએ કબાટમાંથી મારૂં કસબી કિનારનું પિતાંબર કાઢી આપ્યું. જે પહેરતાં ખુદ મારો પોતાનો જીવ ન-હોતો ચાલતો તે આજે હિંમતલાલને પહેરતા જોઇ મારૂં કાળજું કપાઇ ગયું. સુધાએ પાણીના બે લોટા અને ચાર પ્યાલા પણ આપ્યા. તૈયાર થઇને હિંમતભાઇ તેમની ટુકડી સાથે ભોજને સંચર્યા.

"જમવું તેમને; અને પડાવ આપણે ત્યાં રાખવો, લોટા પ્યાલા આપણા લઇ જવા, પિતાંબરેય આપણું પહેરી જવું ! નફટાઇને પણ હદ હશે કે નહિ ?" સુધા હવે તપી ગઇ હતી.

"હોય. જ્ઞાતિબંધુ છે ને !" મેં મન વાળ્યું.

રાત્રિના આઠ વાગ્યા ત્યારે હિંમતભાઇ સહકુટુંબ જમીને પાછા ફર્યા. પિતાંબર તેમણે ઘડી વાળીને ખુરશીમાં મૂક્યું.

"ચાર પ્યાલાને બદલે ત્રણ પ્યાલા કેમ છે ?" સુધાની ચકોર આંખોએ એક પ્યાલો ઓછો હતો તે જોઇ લીધું.

"હેં...હેં...હેં...અરવિન્દભાઇ !" હિંમતલાલ ખુશામતીયા હસે તેવું હાસ્ય હસતાં બોલ્યા. "આપણામાં છાંડે તેની પાસે પૈસા લે છે, અને આ મનીઆએ લાડવો છાંડયો

હોવાથી ગોરે પ્યાલો લઈ લીધો છે. પૈસો આપીશું એટલે પાછો આપશે. કાલે પૈસો આપીને ગોર પાસેથી પ્યાલો પાછો લઇ લેજોને ! પૈસો હું તમને મોકલાવી આપીશ !"

સુધા પુતળાની માફક ઉભી ઉભી સાંભળ્યાજ કરતી હતી.

"બાપા, મારાથીય લાડવો નહોતો ખવાતો. " બાબુ બોલ્યો. "પણ મેં તો થોડો દાળમાં ચોળી નાખ્યો અને થોડો મારી જોડે બેઠેલા ડોસાના પત્રાળામાં સરકાવી દીધો."

"ચુ......પ. એવું ન બોલીએ." હિંમતલાલે નાકે આંગળી મૂકતાં કહ્યું. આખરે પાનબાન ખાઇને નવેક વાગે તેમનું સરઘસ ઘેર જવા નીકળ્યું.

છૂટકારાનો દમ ખેંચી સુધા ઉઠી. અને ઉંદર કાતરી ન ખાય તે માટે પિતાંબરને કબાટમાં મૂકવા તેણે ખુરશી ઉપરથી ઉપાડયું. હિંમતલાલે વાળેલી ઘડી જોતાંજ તે ચીડાઇ.

"આ હિંમતલાલ છેક બબુચક જેવાજ રહ્યા. ઘડી વાળતાંયે આવડે છે ?"

આમ કહી તેણે ઘડી ઉકેલી નાંખી ફરી વાળવા માંડી. પિત્તાંબર પહોળું કરતાંજ દોઢેક ફુટના ઘેરાવાવાળું ઘીનું મોટું ધાબું દેખાયું. એક છેડે દાળના ડાઘા પણ નજરે પડ્યા. ઘી અને દાળની વાસ આખા ઓરડામાં ફેલાઇ ગઇ. બેપરવાઇથી જમીન ઉપર બેઠા હશે તેથી પિતાંબરને ધુળ પણ ચોંટેલી. એક છેડે હાથ લુછયાનો સ્પષ્ટ અને ભીનો આકાર પણ પડ્યો હતો.

પિતાંબરના હાલ જોતાંજ સુધા ખુરશીમાં ફસડાઈ પડી. હિંમતલાલે ગુપચુપ ઘડી વાળીને પિતાંબર કેમ મૂકેલું તેનું રહસ્ય પણ અમને હવે સમજાયું

હવે હું બીજા લત્તામાં મકાન શોધી રહ્યો છું.



# અતિથિ દેવો ભવ

કહેવાય છે કે ગુજરાતમાંથી **અતિથિ દેવો ભવ:**ની ભાવના લુપ્ત થતી જાય છે. ગરીબડું ગુજરાત! એ ભાવના પોષી પોષીને તો પાયમાલ થઈ ગયું. અતિથિ દેવોમાં આતિથ્ય માણવાનાં લક્ષણ પણ લુપ્ત થયાં છે ને!

આ બાબતમાં મારે મારા પાડોશી શ્યામજીભાઈ સાથે ખૂબ વાદવિવાદ થતો. તેઓ પોતે આ વિષયમાં નિષ્ણાત હતા અને મારે ત્યાં કોઈ અણગમતું મહેમાન આવી પડતું ત્યારે તેને વિદાય કરવામાં મને ખુબ મદદ રૂપ થઈ પડતા. આ વિષયમાં તેમનો પોતાનો અનુભવ કોઈ નિવૃત્તિના સમયે કહેવા તેમણે જણાવેલું. દરમ્યાન ગાંધીજીએ અનશન વ્રત લેવાથી ૨૦મી સપ્ટેમ્બરે બધાં બજારો બંધ રહ્યાં. તે દિવસે અમે નવરા ભૂત જેવા હોવાથી તેમણે પોતાનો અનુભવ નીચે મુજબ કહી સંભળાવ્યો:

"મહેમાન માટે તો હું મરી પડતો, અરવિન્દભાઈ. અને હજીએ મહેમાન માટે મારાં દ્વાર સદાયે ખુલ્લાંજ છે. પરંતુ આતિથ્ય સત્કારનો ગેરલાભ ઉઠાવે તેમને માટે તો હરગીજ નહિ.

હું અહીં આવ્યો ત્યારે શરૂઆતમાં તો નોકરી કરતો. એક પ્રસંગે જગુની બા દેશમાં ગયેલાં. હું અને જગુ એકલા હતા તે બધું હાથેજ કરી લેતા. આવા સંજોગો વચ્ચે એક જાણીતા કાર્યકર્તા મારે ત્યાં આવી ચઢ્યા. તેમનું ખરૂં નામ તો તમને જણાવી શકતો નથી. કારણ તેથી તેમની માનહાનિ થવા સંભવ છે. આપણે તેમને ભુરાભાઇના નામથી ઓળખીશું. તેઓ શુદ્ધ ખાદીના પોશાકમાં સજ્જ થઇ ગાંધીજીને નામે હજીએ રળી ખાય છે. મને તો પછીથી ખબર પડેલી કે તેઓ આટલા બધા દંભી હશે.

પ્રથમ તો મેં તેમનો ઠીક આદરસત્કાર કર્યો. બે દિવસ થયા, ચાર દિવસ થયા, અઠવાડિયું થયું. પણ તેમણે જવાની વાત કરી નહિ. પોતે પ્રચારકાર્ય માટે આવ્યા છે એમ જણાવતા. પણ પોતાના એક ગ્રંથ માટે અર્પણ પત્રિકાનું નક્કી કરવા શેઠીઆઓના બંગલાનાં પગથીયાં ઘુમતા હતા તેની મને ખબર પડી ગઇ.

હું સાત વાગે ઉઠતો; ત્યારે તેઓ આઠ વાગે ઉઠતા! હું ચહા તૈયાર કરૂં ત્યારે તેઓ પથારીમાંથી ઉઠે! નહાવાનું પાણી પણ હુંજ ગરમ કરી આપું! તેમનું ધોતીયું પણ મારેજ નીચોવી નાખવું પડે! પોતે તો નાહીને ચાલ્યા જાય; તે હું અને જગુ રસોઇ તૈયાર કરી રહીએ ત્યારે તૈયાર ભોજન ઉપર પધારે. આખો દિવસ પડ્યા રહે અને રાતના બે વાગ્યા સુધી મફતનો દીવો બાળી લખ્યા કરે. એક દિવસ મેં પૂછ્યું.

"શું લખવા માડ્યું, ભુરાભાઇ?"

"મારે બાપુજીને એક અગત્યનો પત્ર લખવાનો છે તે લખું છું."

"પણ તમે રોજ રાત્રે લખો છો, તે દિવસે લખતા હો તો?"

"દિવસ કરતાં રાત્રિએ સારૂં લખી શકાય છે, અને બધા

વિચારો બરાબર ગોઠવી શકાય છે. કોઇ દિવસ શ્રી. વિઠ્ઠલભાઇને લખવાનું હોય તો કોઇ દિવસ સુભાષબાબુને તેમના અગત્યના પત્રનો જવાબ આપવાનો હોય. એટલે અમારૂં કાર્ય તો ચાલ્યાજ કરે." કોઇ મહાન દેશનેતાની અદાથી તેઓએ કહ્યું.

તેઓ મારે ત્યાં પડ્યા અને પાથર્યા રહે છે તે બાબત મારા લક્ષ ઉપરથી દૂર કરવા માટે તેઓ કોઈ કોઇ વખત મહાન પુરૂષો, લેખકો અને કવિઓના સંસર્ગના લાભ વિશે ટુંકું ભાષણ આપતા.

"તમે સ્વ. ગજ્જરનું નામ તો સાંભળ્યું છે ને! ખરેખર, શ્યામભાઇ, આતિથ્ય સત્કાર તો તેમનોજ. આપણા ન્હાનાલાલ કવિને એકાદ બે માસ પોતાની સાથે ગાળવા આમંત્રે. પેલા દમીયલ ચંદ્રશંકરજી છેને! તેઓને ખાસ હવાફેર કરવા પોતાને બંગલે નોતરે. નેતાઓ ને કાર્યકર્તાઓનો સંસર્ગ દુર્લભ હોય છે." આ વાક્યો તેઓ એવી છટાથી બોલતા કે જાણે મને તેમના સંસર્ગનો લાભ આપી ઉપકાર કરતા ન હોય!

તેઓ નેતા હોવા છતાં ચહા કે સીગારેટ પીતાં સંકોચાતા નહિ. આ વિશે મેં તેમને ઘણી ટકોર કરેલી ત્યારે તેઓ જવાબ આપતા:

"ચહા ઉપર તો હું ઉછર્યો છું. ચહા તો મારૂં જીવન છે. સીગારેટ તો શ્રી. વિઠ્ઠલભાઇ પણ ક્યાં પીતા નથી? દેશસેવાને અને તેને શો સબંધ?"

હું સાંજે ઘેર આવું ત્યારે આખી રૂમમાં સીગારેટનાં ઠુંઠાં પડ્યાંજ હોય. રોજ આટલી બધી સીગારેટો ફુંકે ત્યારે તેમને માત્ર સીગારેટ પાછળજ કેટલો ખર્ચ થતો હશે તેનો વિચાર કરતાં હું આશ્ચર્ય પામતો. એક દિવસ જગુએ મને કહ્યું:

"બાપા, મારે એક વાત કહેવાની છે."

"શું છે? બોલને!"

"પેલા ભુરાભાઇ આખો દિવસ તમારી સીગારેટો ફુંકીને

પુરી કરે છે. એક ડબો પુરો થયો, હવે બીજામાંથી શરૂ કરી છે."

હું ચોંક્યો. ખાસ પ્રસંગે પીવા માટે મેં "સીલોન સ્પેશીયલ્સ"ના પચાસ પચાસના બે ડબા આણી રાખ્યા હતા. રોજ તો હું પૈસાની પાંચવાળી ખાખીજ ફુંકતો. કબાટમાંથી મેં બન્ને ડબા કાઢીને જોયું તો એક તદ્દન ખાલી હતો જ્યારે બીજો અડધો થઈ ગયો હતો ! ઘરમાં રખડતાં સીગારેટનાં ઠુંઠાંનું રહસ્ય મને હવે સમજાયું.

"ત્યારે તું મને કહેતો કેમ નથી ?" મેં જગુને ધમકાવ્યો.

"મેં ધાર્યું કે તમે તેમને જોઈએ તો સીગારેટ લેવાનું કહ્યું હશે. એમ તો રોજ કાગળો લખી ટિકીટો તમારા પૅડમાંથી લઈ ચોંટે છે !"

મેં પૅડ ખોલીને જોયું. ટપાલના નવા દર મુજબ દરેક કિંમતની ટિકીટની જરૂર પડતી. તે ન હોય અને રજાનો દિવસ હોય ત્યારે ઘણી વેળા નછૂટકે હાજર હોય તે વધારાની કિંમતની ટિકીટ ચોંઢીને પણ કાગળ રવાના કરવા પડતા. તેથી હું દરેક જાતની મળીને દોઢેક રૂપીઆની ટિકીટો તો કાયમ રાખીજ મૂકતો. મેં જોયું તો તેમાંથી માત્ર સવાએ આનાની ટિકીટોજ વધી હતી !

ગમે તેવો શાન્ત માણસ પણ મગજનું સમતોલપણું ગુમાવી બેસે એવી આ બનાવોની પરંપરા હતી.

"તેં ખબર આપી તે ઠીક કર્યું." મેં જગુને કહ્યું. "હવે તેમને સીધા કરવા પડશે."

"તમારા ધાકથી હું બોલતો ન હતો. નહિ તો ક્યારના યે સીધા કરી નાંખત."

એટલામાં ભુરાભાઈ આવી પહોંચ્યા. તેમની સાથે કોઈ બીજા ગૃહસ્થ હતા.

"આવો કમલાકર ! બિરાજો." ભુરાભાઈએ પોતાના સાથીને

ખુરશી બતાવતાં કહ્યું, "બાપુજી તેમના પરમ દિવસના પત્રમાં તો મને ગામડામાં જઇ સંગઠ્ઠન કરવાનું લખે છે. પણ હું નાદુરસ્ત તબિયતને લીધે રોકાઇ ગયો છું. સીગારેટ લેશો ? કહી તેઓ ઉઠ્યા અને કબાટમાંથી પેલો ડબો કાઢી, એક સીગારેટ કમલાકરને આપી અને પોતે બીજી ચેતાવી. અત્યારે જો તેઓ એકલાજ હોત તો એજ સીગારેટનો ડબો તેમના માથામાં છુટ્ટો મારત એટલો બધો ક્રોધ મને વ્યાપી ગયો હતો.

"શ્યામજીભાઇ, જરા બે કપ ચહા કરી લાવોને!" તેમણે મારા તરફ ફરી ધીમેથી કહ્યું.

મારૂં મગજ હવે તપી ગયું. પણ કમલાકરના દેખતાં તેમનું અપમાન કરવું ઠીક લાગ્યું નહિ. છતાં તેમને જરા પેચમાં લીધા.

"વારૂ. પણ દૂધ નથી. માટે તમે બજારમાંથી જઇને લઈ આવો."

તેમનાથી ના પડાય તેમ ન હતું. એટલે તેઓ દૂધ લઇ આવ્યા. જગુએ સ્ટવ સળગાવી ચહા બનાવી. ચહા પી તેઓ કમલાકર સાથે બહાર ગયા.

"જગુ, પેલું તેમનું ધોતીયું સુકવ્યું છે તે પાછું પલાળીને લોચો વાળી ચોકડીના ખૂણામાં નાખ. ભલે કાલ સુધી અથડાયા કરે." મેં હવે દાઝ કાઢવા માંડી.

જગુએ ધોતીયાનો લોચો વાળી એક ખૂણામાં નાંખ્યું.

રાત્રે ભુરાભાઇ આવ્યા. તૈયાર ભાણા ઉપર જમી લઈ તેમણે પાછું બત્તી બાળી લખવાનું શરૂ કર્યું—તેમનો બરાબર ઘાટ ઘડવાનો હોવાથી તે વખતે હું કંઇ બોલ્યો નહિ.

સવાર થતાં મેં અને જગુએ ચહા બનાવવાને બદલે દૂધજ ગરમ કરી પી લીધું, અને નહાવા માટે ગરમ પાણી તૈયાર કરી નાખ્યું. સ્ટવ બંધ થવાનો અવાજ સાંભળી ભુરાભાઇ બગાસું

ખાતા ઉઠ્યા.

"આજે કંઈ ચહા તૈયાર નથી થઈ ને?

"દૂધ નથી. મારૂં માથું દુ:ખે છે તેથી હતું તે પીવામાં ગયું."

ભુરાભાઈ કંઈક ચોંક્યા, પણ તરત ઉઠી નહાવાની તૈયારી કરવા માંડી—સમય વર્તીને હું બાજુના રૂમમાં ગયો.

"મારૂં ધોતીયૂં જોયું છે?" તેમણે ધોતીયું ખોળતાં ખોળતાં જગુને પૂછ્યું.

"હા. કાલનું ચોકડીમાંજ પડી રહ્યું છે." જગુએ કહ્યું.

"કેમ? ધોયું ન હતું?"

"કોણ ધુવે? એમનું તો માથું દુ:ખતું હતું. અને મને તો આવડે નહિ."

પહેરવા માટે બીજું ધોતીયું ન હોવાથી ભુરાભાઈએ તેમનું બીજુ ધોતીયું ધોવા માંડ્યું. સીન જોવા જેવો હતો. નળ નીચે તેઓ બેઠા હતા. સૂર્યનો પ્રકાશ તેમના ઉપર પડતો હતો. મને ઓચિંતો વિચાર આવ્યો. તરત મારો કોડાક કેમેરા લાવી તેઓ ન જાણે તેમ મેં સ્નેપશૉટ ખેંચી લીધો.

તે દિવસે રવિવાર હતો—મારે ખાસ ઉતાવળ ન હતી. તેથી જગુએ ધીમે ધીમે રસોઈ કરી નાંખી. થાળીઓ પીરસ્યા બાદ તેણે ભુરાભાઈની દાળની વાડકીમાં મોટો ચપટો ભરીને મીઠું નાંખી દીધું અને થોડી વાર પછી અમને જમવા બોલાવ્યા.

દાળનો પહેલો સબડકો મારતાંજ તેમનું મુખ જુલાબ લીધા જેવું થઈ ગયું. જગુએ પણ પણ તેમનું અનુકરણ કરી કહ્યું:

"આજે તો મારાથી બહુ મીઠું પડી ગયું લાગે છે. દાળ તો ખારી ખારી અગર જેવી થઈ ગઈ!"

મને દાળ ખારી ન લાગી. પણ હું સમજી ગયો! અને દાળ ખારી કરવા બદલ જગુને સખત શબ્દોમાં ઠપકો આપ્યો. ભુરાભાઈ

થોડો લુમ્બો ભાત જમીને ઉઠી ગયા એટલે અમે નીરાંતે જમી લીધું.

બપોરે બહાર જતાં જતાં તેમણે કહ્યું: "હું જરા કમલાકરને ત્યાં જાઉં છું. કદાચ તેને અહીં તેડી લાવીશ. બહુ કામનો માણસ છે."

તેમની સાથે ઝાઝું વિવેચન કરવું મને ઠીક લાગ્યું નહિ. તેમના ગયા બાદ પેલો સ્નેપશૉટ જગુની સાથે ધોવા મોકલાવ્યો. તથા દિવાળીના દિવસો નજીક આવતા હોવાથી નાના ફટાકડાની એક લુમ મંગાવી. થોડી વારમાંજ જગુ ફટાકડા લઇને પાછો આવ્યો. એટલે ભુરાભાઇ માટે મેં તૈયારીઓ કરવા માંડી.

પેલા ડબામાંથી બે સીગારેટો લઇ ટાંકણી વડે તેની આગલી બાજુએથી તમાકુ કાઢી નાખી અને અંદર એક એક ફટાકડો મૂક્યો. બામગરી લાંબી હોવાથી કાતર વડે કાપીને છેક ટુંકી કરી નાંખી. પછી પેલી તમાકુ પાછી ભરી દીધી. સીગારેટ પાછી અસલ જેવી દેખાવા લાગી. ડબામાંની બીજી સીગારેટો સંતાડી દઇ માત્ર આ બેજ સીગારેટો અંદર મુકી મેં ભુરાભાઇની રાહ જોવા માંડી.

વાયદા પ્રમાણે તેઓ કમલાકરને તેડીને આવી પહોંચ્યા. આવતાંજ તેમણે કહ્યું:

"હું દુધ લઇ આવું છું. આપણે જરા ચહા બનાવીએ."

આમ કહી તેઓ દુધ લેવા ગયા. જગુએ ચહા બનાવવા માંડી. કોણ જાણે તેને શું સુઝયું હશે તે તેણે કમલાકરના અને ભુરાભાઇના પ્યાલામાં પરગેટીવ પીલ્સ (જુલાબની ગોળીઓ) ઓગાળી નાંખેલી. ચહામાં આ ગોળીની વાસ આવતી નથી એટલે ખબર પણ કેવી રીતે પડે?

ચહા પીધા પછી ભુરાભાઇ ઉઠ્યા અને ડબામાંથી સીગારેટો

કાઢી. એક પોતે ચેતાવી અને બીજી કમલાકરને આપી વાતોએ વળગ્યા. જગુનું મોઢું અત્યારથી હસુંહસું થઇ રહ્યું હતું. તેથી મેં તેને ઇશારત કરી અંદરની રૂમમાં મોકલ્યો. બન્ને જણા સીગારેટનો દમ ખેંચ્યેજ જતા હતા. અચાનક કમલાકરની સીગારેટ ફુટી અને ધડાકા સાથે તેમની બે આંગળીઓ વચ્ચેથી અદશ્ય થઇ. શું થયું તે ભુરારાઇને ન સમજાયું. તેમની સીગારેટ બે હોઠો વચ્ચેજ અટકી ગઈ હતી. તેઓએ આશ્ચર્યથી કમલાકર સામું જોયું. એટલામાં તો તેમની સીગારેટ પણ ધડાકા સાથે ઉછળી અને તેમના બન્ને હોઠ સખત રીતે ચચણી રહ્યા !

"These careless tobacconists!" તેઓ બબડ્યા. "કઇ બનાવટ છે ? મારે Complaint કરવી પડશે !"

કમલાકર હવે ગયો. થોડીવાર પછી ભુરાભાઇના પેટમાં ગડગડાટ શરૂ થયો. અને તેમણે સંડાસની મુલાકાતો લેવી શરૂ કરી. બનાવોની પરંપરાથી તેઓ કંઇક સમજી પણ ગયા.

બીજે દિવસે સવારમાંજ તેમણે વસમી વિદાય લીધી !"

"તમે પણ ખૂબ કરી !" મેં શ્યામજીભાઇને કહ્યું, "ત્યાર પછી તો તેઓ નહિ આવ્યા હોય ?"

"ના રે ! તેમનાં દર્શનજ દુર્લભ થઈ પડ્યાં છેને ! અધુરામાં પુરૂં પેલો તેમનો સ્નેપશૉટ હતો તે મેં સ્નેપશૉટની હરિફાઇમાં વર્તમાન પત્રોમાં છપાવેલો. તેમના જેવા કાર્યકર્તાનું મુખ કંઇ વાંચકો ઓળખી ગયા વિના રહે ? એટલે હવે ફરકેજ શાના !"

શ્યામજીભાઇના અનુભવની કહાણી પુરી થઈ એટલે હું પણ નદી તરફ ફરવા જવા માટે છૂટો પડ્યો.



# શિખંડ, પૂરી ને ઢોકળાં

ગયા બુધવારે મારા પડોશી જેઠાકાકાને ત્યાં એમના દીકરા બુલબુલનાં શુભ લગ્ન હતાં. મંગળવારે એમને ત્યાં ન્યાતવરો હતો. સાચું પૂછો તો જેઠાકાકાની હાલત કંઈ ખાસ વરસી જવા જેવી ન હતી. પરંતુ જાતે વાણિયા રહ્યા ને આજ સુધી ખાનદાન ગણાતા આવેલા. એટલે એકના એક દીકરાનાં લગ્નમાં ધસટીયું કરી નાંખે તે કેમ ચાલે? વળી વરસોના વરસો થયા કાકા ને કાકી ને છોકરાં છૈયાં બધાંયે ન્યાત જાતમાં વગર ચુકે જમતાં આવેલાં એટલે લોકોનું ખાઈને કંઈ બેસી રહેવાય? એ બધો વિચાર કરીને કાકાએ નક્કી કરેલું કે આપણા કીકાના લગ્નમાં કંઈ નહિ તો છેવટે શિખંડ પૂરીની ન્યાત પણ જમાડવીજ. અસ્તુ.

મંગળવારે બપોરે સાડા ચાર વાગે વરાને જોઈતી બધી તૈયારીઓ થઈ ગઈ. બામણ રસોઈયા રાંધીને પરવારી પોતે જમવા બેઠા હતા. તેવામાં બીજી તરફથી બારણે જમવા આવનાર લોકો બરાવા લાગ્યા. જેઠાકાકાની સો ઘરની ન્યાત. તેમાં ગયે મહિને

ત્રણ ચાર મૈયતો થવાથી અમુક અમુક ઘરવાળાઓ શોક સંતાપને લીધે જમવા નીકળશે નહિ એવી ગણતરીઓ બાંધી જેઠાકાકાએ બરાબર સવાસો માણસોની રસોઇ કરાવી. ને એટલામાંથી કેટલોક વધારો પડશે એવી એમની ખાત્રી હતી. જેઠાકાકાના જીવજાન દોસ્ત દુલ્લભકાકાએ પણ એ માન્યતાને ટેકો આપ્યો હતો; પણ જ્યારે સાંજે સાડા પાંચ વાગે જેઠાકાકાએ ઓટલા પર નીકળી જોયું તો માણસ ધાર્યાં કરતાં વધી ગયું હતું. બૈરાંઓની પંગત જમી ઉઠતાં ભાગ્યેજ કંઇ ખોરાકી બાકી રહે એમ લાગ્યું. જેઠાકાકાએ દુલભાકાકાને બોલાવ્યા:

"દુલ્લભ, જોને, આ માણસ તો વધી જતું દેખાય છે."

દુલભાકાકા પંગત તરફ નજર કરતાં બોલ્યા–"અરે, એમાં ગભરાય છે શું ? આ પંગતમાં પોણો ભાગ તો બચ્ચાં કચ્ચાંનો દેખાય છે. તે લોકો ખાઇ ખાઇને કેટલુંક ખાવાના હતા ?"

"હા એ વાત તો ખરી હોં !"

જેઠાકાકાએ એમ જવાબ દીધો ખરો. પણ તેમની કોઇ રીતે ખાત્રી થઇ ન હતી. હજી રેશમી કોરો પહેરેલાં ટોળાં તો આવ્યાં જ જતાં હતાં. તેમને આવતાં જોઇને જેઠાકાકા અંદર અંદરથી ચીડવાતા હતા. તે મનમાં બોલ્યા–"સાળા મૈયત-વાળાઓ શોક સંતાપ મૂકીને આજેજ ક્યાંથી જમવા ફુટી નીકળ્યા છે ? પેલી પારવતીનો જેઠ મુઆને પૂરા પંદર દહાડાયે થયા નથી. એટલામાં તો એ લટક મટક કરતી જમવા નીકળી પડી ! વાહ રે !"

જેઠાકાકાને એકવાર એમ પણ વિચાર થયો કે "લાવ ડોશલીને શરમાવીને પાછી કાઢું !" પણ લાચાર ! એમનો વિચાર અમલમાં મૂકી શકાય એવો ન હતો.

બૈરાંની પંગત બેઠી. નાનાં છોકરાંઓ અથાણાં, રાઇતાં,

પાપડ, પાપડી લઇને નીકળી પડયાં. જુવાનીઆઓ રવૈયાં, દુધી, બટાટા વગેરેનું શાક લઇ નીકળ્યા. દુલ્લભાકાકા ઓટલા પર ઉભા રહીને બોધ આપવા લાગ્યા.

"હાથ રાખીને પીરસજો બચ્ચા! નાનું મોટું માણસ જોઇ વિચારીને પીરસજો."

"વારૂ કાકા."

એમ કહીને છોકરાઓ પીરસવા ચાલ્યા ને પંગતને નાકે જઇને દરેક ભાણામાં જેમ ફાવ્યું તેમ ડફણાવવા લાગ્યા.

પ્રૌઢ વયના માણુસો શિખંડ ને પૂરી લઇને નીકળી પડયા. બધે પીરસી રહ્યા પછી "તમારે તમારે"ની બૂમો પાડવા લાગ્યા. ને પોતપોતાના ઓળખીતાઓને આગ્રહ કરી ખવડાવવા લાગ્યા. જેઠાકાકાએ દુલ્લભકાકાને કહ્યું, "દુલ્લભ, આવી રીતે "તમારે" કરવાની શી જરૂર છે? જે માંગે તેને ઘરમાંથી લઇ જઇને મૂકીશું તો ચાલશે."

"જા જા રે, ગાંડા. એમ કંઇ ચાલે? નોકની વખતે તારે આબરૂ ગુમાવવી છે કે શું?"

"પણ ખાવાનું ખૂટી પડશે તેનું શું?"

દુલ્લભકાકાએ કાનમાં કહ્યું, "તેને માટે તારે ગભરાવું નહિ, તું જોયા તો કર. હમણાં બદલો લેવડાવું છું."

થોડી વારમાં જ દુલ્લભકાકાએ બે છોકરા તૈયાર કર્યા. એકને પુરીનો ને બીજાને શીખંડનો બદલો લેવાને મોકલ્યા. કેટલીક પ્રૌઢ બૈરીઓ તો હજુ જમતી હતી. તેમણે શરમાઇને –'લ્યો બા, અમારૂં તો પેટ ભરાઇ ગયુ." એમ કહેતાં અડધી ખાધેલી પુરીનો ટુકડો ટોપલામાં નાંખી દીધો. શિખંડવાળાએ દરેક ભાણાના શિખંડી દડીઆ ચીવટથી લુછી લુછીને ખાલવી લીધા. બદલાનું કૂંડું ઘરના એક ખુણામાં લઈ જઇને ગોઠવ્યું.

પછી ભાત કઢી નીકળ્યાં. રસોડામાંથી બે છોકરા લચકો-દાળનું કુંડું ઉપાડી લાવ્યા ને એક નાકેથી પીરસતાં પીરસતાં અધવચ્ચે કુંડું ખાલીખમ્મ કરી દીધું. પછી બંને જણા જેઠાકાકા પાસે આવીને મોટેથી બોલ્યાઃ "કાકા, લચકો દાળ થઈ રહી."

જેઠાકાકાએ નાક પર આંગળી મૂકી કહ્યું–"ચુપ, ચુપ, ઘાંટા નહિ પાડો." તરત જ પાસેજ બેઠેલો એક નાનો છોકરો શિખંડથી ખરડાયલે મ્હોંડે ઉભો થઈ બોલી ઉઠયો—

"ઓ બા! ઓ બા! લચકો દાળ જોઇએ. મને લચકો દાળ જોઇએ."

"અરે, લચકો દાળમાં તો વઘારનો સ્વાદ આવે છે, વઘારનો!" સામેની હારમાં બેઠેલી એક ટચાક જમનારી બોલી ઉઠી.

જેઠાકાકાએ તે સાંભળ્યું: "અરે, એ તો લહેજતદાર લચકોદાળ, લહેજતદાર!" તેમણે ઘાંટો પાડીને કહ્યું.

ખરી વાત એમ હતી કે દુલ્લભકાકાએ તેની અંદર વઘારવાળી નરમ દાળનું પાણી નીતારીને નાંખ્યું હતું. જેથી દાળ ખુટી પડે નહિ. પણ હરામખોર છોકરવાદ પીરસનારાઓએ તે પણ ખૂટાડી મૂકી હતી.

અસ્તુ. બૈરાંની પંગત જેમ તેમ ઉઠાડી. દુલ્લભકાકાએ રસોડામાં જઇને જોયું તો બધાંયે તપેલાંનાં તળીયાં દેખાતાં હતાં. ખમણઢોકળાંની કથરોટમાં ભાગ્યે જ પચીસ માણસ ખાઇ શકે એટલાં ઢોકળાં રહ્યાં હતાં. દુલ્લભકાકાએ જેઠાકાકા જે મ્હોં વકાસીને બગ જેવા, ખમણ ઢોકળામાં નીતરેલા તેલમાં પોતાની છબી જોતા ઉભા હતા, તેની પીઠ ઠોકીને કહ્યું–"ગભરાય છે શું? જેઠા, દોડાવ મોતીયાને પેલા મંછુ ઘાંચીની દુકાને. બે આને શેર ખમણઢોકળાં જોઇએ તેટલાં મળે છે."

શાબાશ! દુલ્લભાકાકાની બુદ્ધિને ધન્ય છે! જેઠાકાકાએ મોતીઆને રૂપીઆ આપી બજારમાં દોડાવ્યો. તે પાંચ મિનિટમાં

તેલથી લસબસતાં ઢોકળાંનો ટોપલો માથે લઈને પાછલે બારણેથી આવી પહોંચ્યો. ફુલભાકાકાએ ઝપાટો મારી બંને જાતનાં ખમણઢોકળાંને ક્યાંય ચઢાવી હલાવી નાંખ્યાં.

એટલામાં તો બારણે મરદોની પંગત ભરાઈ ચૂકી હતી. મરદોને આવતાં વાર પણ શી ? આખો દહાડો કામ કરી કરીને ભૂખાળવા થયા હોયને ! એટલે ઝટ દોડીજ આવેને !

મરદોની પંગત બેસી ગઈ. પચાસ માણસની રસોઈ ભાગ્યેજ બાકત રહી હશે ને સો માણસ બારણે ખાવાને માટે બેસી રહ્યું હતું. જેઠાકાકા ગાભરા બનીને આમથી તેમ દોડવા લાગ્યા. ફુલભાકાકાએ રસોઇયા પાસે બધા શાકોમાં લોટ શેકાવીને નંખાવ્યો. ખોબા ભરી ભરીને મરચાં ઝોકાવ્યાં, દાળમાં પાણી તથા મીઠું ઝોકાવ્યું, કઢીમાં લોટ, મરચાં અને પાણી ઝોકાવ્યાં. ભાત બાફવાને એક તપેલું ચૂલે ચઢાવ્યું. એક માણસને બજારમાં દોડાવ્યો, તે પોણો મણ મારવાડીનાં માથાં ઉપાડી લાવ્યો. ચડચડ તેને સમારી નાંખી વઘારવામાં આવ્યાં.

બહાર પંગતના માણસો બૂમાબૂમ કરતા હતાઃ—કેમ ભાઈ હવે કેટલી વાર છે ? શેની વાટ જૂઓ છો ?

જેઠાકાકા હસતાં હસતાં બોલ્યા—“કેમ, હવે આ રાતને વખત શી ઉતાવળ છે ? બેસો તો ખરા. એ તો જમણવાર છે જમણધાડ નથી.”

ધીમે ધીમે બાજઠડીઆ નીકળ્યા. ને પીરસણ પણ ચાલુ થયાં. એક જણે ચાંગળું ભરીને દાળનો સબડકો માર્યો, ને તરતજ ઉભો થઈ ગયો ! “ઓ બાપરે ! આ તો મરચાંનીજ દાળ છે કે શું ?” બીજાએ દુધાચણાનો કોળીઓ ભર્યો ને તરતજ બોલી ઉઠ્યો—“વાત ખરી તો ખરી, હોં ! પહેલેજ કોળીએ મને તો બ્રહ્માંડનાં દર્શન થઈ ગયાં.”

એક બે જણા જરા કડક મિજાસના હતા તે તો તરતજ

હાથ ધોઇને ઉઠી ગયા. "ચલએ, ચલ. ઘેર ગયું જમવાનું. આ તે રસોઇ છે કે છાણ છે?"

બીજો બોલ્યોઃ–"આપણે તો પહેલેથીજ જાણતા'તા. એ મુફલીસ જેઠીઓ શું જમાડવાનો હતો!" તે પણ ઉઠીને ચાલતો થયો.

ઘણી વાર સુધી પૂરીનું પીરસણું ચાલુ ન થયું. તેની પાછા કેટલાક જમનારા બૂમ પાડવા લાગ્યાઃ "કેમ, હજુ શેની વાટ જોવાય છે? પૂરીઓ કાઢો, પૂરીઓ. કંઇ એકલું શાક જમાડી-નેજ ઘેર મોકલવા છે કે શું!"

દુલભાકાકા એટલેથી ઘાંટો પાડી બોલી ઉઠ્યાઃ—"ના રે ભાઇ, એમ શું બોલો છો? પૂરી હમણાં આવશે. તમે જરા જરા પાણી પીતા જાઓને, કે એક તરફથી પચતું થાય."

દુલભાકાકાનો મુદ્દો એમ હતો કે પાણી પીએ એટલે પેટ ઠસ થઇ જાય, ને વધારે ખવાય નહિ. પણ લોકો કંઈ એવા કાચા ન હતા. પૂરીને માટે દુલભાકાકાએ પાછળની શેરીમાં પોતાના એક ઘાંચી દોસ્તદારને ત્યાં તેજ વખતે દુધપાક પૂરીની ન્યાત જમતી હતી તેને ત્યાંથી થોડીક પૂરીઓ ઉછીની આણ-વાની વેતરણ કરી હતી. પણ તે દોસ્તદારના કારભારીઓએ તિરસ્કારથી કહ્યું–"અરરરરર! અધધધધધ! તમને વાણીઆ લો-કોને અમારી ઘાંચાની પૂરી કેમ ખપશે? જરા તો વિચાર કરો!"

દુલભકાકાએ કહ્યું–'ઘાંચી તે પણ એક જાતના વાણિયાજ છે. ને અમારે ત્યાં પૂરીઓ વણવા કણબીઓ આવે છે. તે બધુંયે ચાલ્યું જાય છે. ન્યાત તો ગંગાનો પ્રવાહ છે. માટે તમારે કોઇ વાતની ફકર કરવી નહિ."

છતાં પેલા કાકાએ કંઇ કોઠું આપ્યું નહિ ને ઉલટા ચાર શબ્દો સંભળાવ્યાઃ–"જાઓ જાઓ, મારા મહેરબાન, કાચલીમાં

પાણી લઇને ડુબી મરો. ધિક્કાર છે તમારા વાણિયાના અવતારને."

દુર્લભકાકા વ્હીલે મ્હોડે પાછા ફર્યા. તે વખતે ન્યાતમાં પૂરીઓ પીરસાવા માંડી હતી. કોઇએ પૂછયું–"આ પૂરીઓ ભાંગેલી કકડા કકડા કેમ આવે છે?" તેને જવાબ આપ્યો–"એ તો મોણ જરા વધારે પડયું છે, તેથી કકડા થઇ જાય છે."

પૂરીનું પીરસણ ચાલૂ હતું. તેવામાં બીજી તરફથી શિખંડ ચાલૂ થયો. ચાર પાંચ ભાણાં પીરસાયાં–ન પીરસાયાં–એટલામાંજ કોઇને વહેમ પડ્યો ને બોલી ઉઠયું–"અલ્યા, ગૈરાંની પંગતમાં તો શિખંડ પીરસાયલો ને આ તો મઠા જેવું દેખાય છે!"

તેની પાસે બેઠેલો એક ડોસો તેને ધમકાવતો હોય તેમ બોલ્યો–"અરે ચૂપ રહે, ચૂપ. આ ટહાડના દિવસમાં જેમ વખત જાય તેમ શિખંડ પાતળો થતો જાય. તે તને કયાં ખબર છે?"

બીજાં પાંચ સાત ભાણાં પીરસાયાં ને એક જણ મઠાનો ફડકો મારવા ગયો તો એના હાથમાં બટાકું આવ્યું!–"અલ્યા એઇ, એઇ! મારા શિખંડમાં તો બટાકું નીકળ્યું!"

બીજો કહે–"અલ્યા, મારા દડીયામાંથી ખમણઢોકળું...!"

એ જોઇને બે ત્રણ લટ્ટુ જેવા જ્ઞાતિબંધુઓ બોલી ઉઠ્યા–"આ તો વહેમ જેવું છે. શિખંડમાં બદલો ભેળાયલો લાગે છે!"

એટલામાં એક ભાણું પીરસતાં ડોયામાંથીજ અથાણાનો કકડો પડ્યો. તેથી ભાણા પર બેઠેલો માણસ અને તેની આસપાસના ચાર પાંચ જણા ઉભા થઇ ગયા. તેનું જોઇને બીજા પણ કેટલાક ઉભા થયા, ને બાંટો પાડી બોલવા લાગ્યાઃ–"આ તો બદલાનો માલ છે...ઉઠી જાઓ......નથી ખાવું......સાળો! લુચ્ચો! હરામખોર! શાહુકારી માલ ખવડાવીને અમારો દેહ વટાળે છે! ઉઠી જાઓ, ભાઇઓ, બધાયે ઉઠી જાઓ. આ તો બદલાનો માલ ખાવાનો છે." બધા હો હો કરતા ઉભા થઇ ગયા.

દશ બાર અખાડાબાજ જુવાનીઆ તો ખમીસની બ્હાંય ચઢાવીને આગળ આવ્યા.

—"અરે, એ સમજે છે શું? ચાલો, ચાલો અમારી સાથે, એને જરા બીટ્ટીપાક આપીએ. આ કંઇ જેવું તેવું અપમાન નથી..."

"અલબત્ત."

સપાસપ સપાસપ આખી પંગત ભાણાં ઉપરથી ઉભી થઇ ગઇ. બધા જેઠાકાકાના ઘર આગળ ભેગા થઇ ગયા, ને બરાડા પાડવા લાગ્યા. ધાંટાઘાંટ ને શોરબકોરથી આખો મ્હોલ્લો ગાજી રહ્યો. કેટલાક પૂરીના ખાલી ટોપલા ઉછાળવા મંડયા. જેઠાકાકા અને દુલ્લભકાકા તો આ બધો ધસારો જોઇને ક્યારના ઉભી પૂંછડીએ ઘરમાં ભરાઇ ગયા હતા. તેમણે બારણાં ઢાંકી દીધાં હતાં, તેના ઉપર એક જણે શિખંડથી ખરડેલો ડોઘો અફાળવા માંડ્યો. બીજા બધા "સાળા—લુચ્ચા—ચોર—કમબખત" વગેરે સરસ્વતીઓનું આવાહન કરતા હતા; અને બીજા તો એથી પણ આગળ જઇને જેમ મ્હોડે આવ્યું તેમ "એલફેલ" સંભળાવતા હતા. બધા લોકો ઉઠી ગયા તે જોઇને બેઉ નાકા પર ટાંપી રહેલાં ભીખારીઓ અને ટીમલીયા તથા બકરાં કૂતરાં એકદમ ધસી આવ્યાં, ને પત્રાળાંમાં જે કાંઇ હતું તે ઉપાડી જવા ને ચાટવા લાગ્યાં.

પ્રિય વાંચક! આ વખતે જે દેખાવ થયો હતો તેવો દેખાવ લાખ રૂપીઆ ખરચતાં પણ જોવાને ન મળે એ ચોક્કસ છે. પરંતુ ક્રોધમાં ને ક્રોધમાં એક જણે જેઠાકાકાની ભીંત પર દૂધી ચણાદાળનો લચકો મારેલો તે હજુ ત્યાંજ ચોંટી રહ્યો છે, ને રસ્તે જતા આવતાં દરેક જણને મફત દર્શન આપી રહ્યો છે.



# હરિહર

એ હતા દાક્તર.

એકનું નામ હરનાથ ભાટ.

બીજાનું નામ હરિનાથ ભટ.

બંને જોડાજોડ રહે. પાકા પાડોશી.

પણ એક ઘર એકજ માળનું સાદું. ભપકા સપકા વિનાનું. તે પર પાટીયું મારેલું: હરનાથ ભાટ.

બીજું ઘર લાલ રંગેલું. બે માળવાળું. જરા દેખાવડું. તે પર દરવાજે લખેલું: હરિનાથ ભટ.

બંને દાક્તર. પણ એમાં હેત એવું કે જાણે ઉંદર ને બિલાડી. જાણે નોળિયો ને સાપ.

ભાટનું નામ સાંભળતાં જ ભટનો પિત્તો ઉછળે. હરામખોર, લુચ્ચો, પાજી વગેરે ફુલડાં ખરે.

ભટનું નામ સાંભળતાં ભાટ ભાઇ રાતા પીળા થાય. બદમાશ, સેતાન, ઠગારો! એવી ગાળો તે દે.

મહોલ્લાના લોકો કહેઃ આ ખરી જોડી છે. જાણે હરિ ને

હર. જાણે વિષ્ણુ ને મહાદેવ ! એ બે કેવા બાઝેલા ? એક બાણા-સુરની મદદે ને બીજો તેને મારવામાં, તેવા આ હરિ ને હર છે !

હરનાથ પડોશના ઘર તરફ જોઈ દાંત કચકચાવે ને મનમાં બોલેઃ એકજ ધરતીકંપ ! ભગવાન, એકજ વાવાઝોડું મધરાતે થાય ને સહવારે સૌ જુએ કે આ બેમજલી મકાનની એક ઇંટ પણ ઠેકાણે નથી.

એમ કરતાં મહિનાઓ થયા. એક બે ધરતીકંપ થયા. પાંચ પચીસ વાવાઝોડાં થયાં. પણ હરિનાથ ભટના બેમજલી મકાનની એકે ઇંટ ખરી નહિ !

આખરે નક્કી કર્યું, જે બને તે સહી, આપણે પણ બીજો માળ ઘર પર ચઢાવવો.

વારૂ. વહુને વાત કરી. વહુનું મ્હોં જોવા જેવું થયું. સડક થઇને બોલીઃ તે રૂપિયા ક્યાંથી લાવશો ?

મ્હોં મલકાવતા હરિનાથ બોલ્યાઃ થોડા હાથ પર છે. બાકીના માટે તારા થોડા ઘરેણાં ગાંઠા !

વહુનું મ્હોં તો રાતું ચોળ ! લાંબા લાંબા હાથ કરી બોલીઃ ઓહોહોહોહો ! જો જો રે ભાઈઓ ! આ બીજા માળનો શોખ ! કોના પર ? તો કે વહુનાં ઘરેણાં પર !

વહુનો ગુસ્સો જોઈ હરનાથભાઇ ઢંડાગાર. બીજો માળ ચઢાવવાની વાત ત્યાં ને ત્યાંજ ખલાસ.

એક દહાડો બપોર થયા છે. હરિનાથ બાબુ જમવા બેઠા છે. હરનાથ બાબુ દાઢી બોડે છે, મોંઢે સાબુનું ફીણ ફીણ છે. એવે રસ્તામાં બૂમ પડીઃ દાક્તર સાહેબ, છો કે ઘરમાં ?

બંને દાક્તરોએ જવાબ દીધોઃ જી, હાં ! પધારો.

ને પછી બંને દોડતા બહાર આવ્યા. એક બીજાની સામે એવા તો ઘુરક્યા કે 'સત્યુગ' ચાલતો હોય તો બંનેજ બળી મરે.

પણ આ તો હડહડતો કળજુગ, એટલે લાચાર !

બંને જોવા જેવા હતા ! હરનાથને મોંઢે સાબુનું ફીણ ને હાથમાં પીંછું (બ્રશ) ને હરિનાથના હાથમાં દાળ ભળેલા ભાતનો લચકો ! પેલો તેડવા આવનાર બંનેનું રૂપ જોઇજ રહ્યો !

હરિનાથ બોલ્યો: આપને શું દરદ છે ?

હરનાથ કેમ બાકી રહે ? તે પણ કહે: આપને શું થયું છે ?

હરિનાથે ઘાંટો પાડયો: ખબરદાર ! પહેલો હું છું !

હરનાથ કહે: ખબરદાર, મારૂં દરદી છે !

બસ ! હરિહરની લઢવાડ ઝામી પડી. મહોલ્લાના લોકો દોડી આવ્યા ! જુએ છે તો હરિનાથનો દાળ ભાતનો લચકો હરનાથને જમણે ગાલે અને હરનાથનું સાબુનું ફીણ હરિનાથને ડાબે ગાલે !

ને પેલા દરદી ભાઇ તો છૂજ થઇ ગયા !

× × ×

એ દિવસ પછીની વાત. ડાકટર ભટ બાઈ કરી સાંજે બહાર નીકળ્યા. હાથમાં હતી એમની બેગ–કોથળી. દરદીને ઘેર જવા નીકળ્યા.

સાથે સાથે ડાક્ટર ભાટ પણ નીકળ્યાજ છે. એક આ પાયરીએ ચાલે. બીજો પેલી પાયરીએ. બંને લટકેમટકે બેગ હલાવે. બંનેના પગ સાથેજ ઠપકપ પડે.

રસ્તે એક ભિખારી બેઠેલો.

હરિનાથે એક પૈસો તેને ફેંકયો.

હરનાથ મનમાં કહે: ઓહ, શું મારી પાસે પૈસા નથી ?

પણ પાસેમાં કોઇ બીજો ભિખારી ન મળે. એટલે એનેજ બૂમ મારી: એઇ ભિખારડા—

ભિખારીભાઇ તો ડાકટરનો ઘાંટો સાંભળીને બીધા. વખતે ડાકટર સાહેબ ફટકાવશે કે શું ? તેણે મૂકી ગબડી. પણ હરનાથ પૈસો આપ્યા વગર રહે તો એની આબરૂ જાય. તેય દોડયા પાછળ પાછળ.

પાંચ દશ મિનિટની દોડાદોડ પછી હરનાથ ભિખારીને ઘસડી લાવ્યો—હરિનાથ ચાલતો હતો ત્યાં પાંગોડાથી ઉભો કર્યો. પછી કહે: ચાલ, હાથ ધર. એમ કહીને એણે બે પૈસા એના હાથમાં મૂકચા?

હરિનાથ કહે: એએએમ? તું મારાથી ચઢી જાય? લે, એઇ, હાથ ધર! કરી એણે આપ્યા ત્રણ પૈસા.

પછી તો જાણે હરાજી ચાલી! હરનાથે ચાર પૈસા આપ્યા. હરિનાથે પાંચ! એમ કરતાં કરતાં બંને એક બીજાથી વધારે વધારે પૈસા આપવા મંડ્યા. ને બંને પાસેના દોઢીયા—સવાકા પણ ખૂટ્યા.

પછી વારો રૂપિયાનો આવ્યો.

રૂપિયા ખૂટ્યા. એટલે નોટ આવી. તે પણ ખલાસ થઇ એટલે બંને એક બીજાની સામે ડોળા કડકાવી "હુઉઉઉઉઉઉ" કરતા સામસામી દિશામાં દોડી ગયા!

ભિખારી પાસે તો નોટ ને રૂપિયા ને પૈસાનો ઢગલો વળ્યો. તે તો ઉભો ઉભો રડવા લાગ્યો. પૈસો નહિ આપતાં માર્યો હોત તો એ વધારે ખુશી થાત!

× × ×

પરભુરામ પંડ્યા હમેશ હરનાથની દવા કરે. એક દહાડો તે ખૂબ માંદા પડ્યા. છોકરો ડાકટરને તેડવા દોડતો ગયો. રસ્તેજ હરિનાથનો ભેટો થયો. તે કહે: કેમ રે બચ્ચા? કઇ બાજુ દોડે છે? શા દોડાદોડમાં?

છોકરો કહે: જી, બાપુ બહુ માંદા છે. દાક્તરને તેડવા જાઉં છું.

હરિનાથ કહે: માંદા છે? ચાલ, ચાલ, તપાસી લઉં.

છોકરો કહે: પણ, પણ......

અરે પણ શું ને બણ શું! ચાલ–કરીને હરિનાથ ગયા પંડ્યાને ત્યાં.

હરનાથે આગળ પંડ્યાને જમણે હાથે એક ઇંજેક્ષન મૂકેલું—

સોય ઘોંચી રસી મૂકેલી. હરિનાથ સાહેબે ડાબે હાથે બે ઈન્જેક્શન ઠોક્યાં.

તે વાતની ખબર પડતાંજ હરનાથ દોડ્યો પંડ્યાને ત્યાં ને જમણે હાથે પાછા ત્રણ ઠોક્યા. વળી બીજે દિવસે હરિનાથે ડાબે હાથે ચાર ધમકાવ્યા. એમ ને એમ આગળ ચાલ્યું.

ને પંડ્યા તો બિચારા બૂમાબૂમ મારે: ઓ મરી ગયોરે, મરી ગયો! છોડો રે છોડો!

પણ હરિનાથ કહે: પંડ્યાજી! મારાથી નથી ગભરાવાનું. મરશો તો એ પાજીવાળા હાથને લીધે. મારાવાળે હાથે તો નહિજ.

પંડ્યા થોડે દહાડે સારા થયા. પણ હાથ બંને ગયા.

પંડ્યાએ તો ધમ્મ દઈને નુકસાનીનો દાવો અદાલતમાં માંડ્યો. ડાકટર ઘસડાયા કોરટે.

જજ સાહેબે બોલાવ્યા. પૂછપરછ કરી. તપાસ ચલાવી. નક્કી કર્યું કે ગુનો હરિનાથનો વધારે છે. તેને કર્યો બસો રૂપિયા દંડ. હરનાથને પચાસ રૂપિયા ઓછા. દોઢસોનો દંડ.

ખબર પડતાંજ હરનાથે હાથ જોડ્યા: હજુર મને પણ બસોનો દંડ ફરમાવો.

જજ તો સાંભળીને સડક થઈ ગયા: કેમ, ભાઈ?

જી, આ ડફોળ જો બસો આપે, તો શું મારાથી નહિ અપાય?

પછી તો જોઈ લ્યો હરિનાથનો ગુસ્સો! કોરટ થથરે એવે સાદે બોલ્યો: અને એ પાજી જો બસો આપે, તો હું ત્રણસો આપીશ ત્રણસો.

હરનાથ પોકાર્યો. તો મારા ચારસો.

ને એમ ચાલી ખેંચાખેંચ ને હરાજી!

પોલિસ દાદા બંનેને અટકાવવા પધાર્યા. પણ તે અટકે શાના? જજ કહે, આ તો ભારે આફત. બોલ્યા: ચાલો ભાઈ,

એ ચૂકાદો રદબાતલ. હું કાલે બીજો ચુકાદો આપીશ.

બીજે દહાડે કોરટમાં ભીડ તો ભીડ !

જજ સાહેબે ચુકાદો આપ્યો: બંને જણા સામસામા ઉભા રહો, સલામ કરો, નમસ્કાર કરો, હાથ હલાવો ને ભેટો. બસ, એજ સજા !

બે ડાકટરોને માથે તો જાણે આસ્માન તુટી પડયું. હરિનાથ રડતો રડતો બોલ્યો: હજુર, મને સાત વરસની જેલ આપો. આ તો નહિ બને.

હરનાથ કહે: જી, હું આઠ વરસ જવા તૈયાર છું.

પણ જજે તો ઘાંટો પાડયો: મારો હુકમ માનવો પડશે.

બંનેને સામસામા ઉભા કર્યા. જજ સાહેબ બોલ્યા: એક, બે......ત્રણ.

બંનેએ સલામ કરી. નમસ્કાર કર્યા. હાથ હલાવ્યા. ભેટી પડયા !

બધી ધમાલ એક ઝાટકે સૂમસામ ! આજ કાલ બંને એવા દોસ્તાર છે કે ન પૂછો વાત. હરિનાથ બૂમ પાડે: ભાઇ હરનાઆ...આ...થ ! એટલે હરનાથ કહે: શું કહો છો ભાઇ હરિનાઆ...આથ.

મહોલ્લાના લોકો હવે કહે છે કે આ બે ડાકટર તો હવે જાણે એક મગની બે ફાડ !



# શ્રીયુત મફતલાલ ફોગટીઆ

આ મહાન વ્યક્તિના નામથી ગુજરાત પરિચિત નથી, કારણ ગુજરાત તો બેકદર છે. વળી આ મહાનુભાવ જાહેરમાં પોતાના ગુણો પ્રદર્શિત કરવા માંગતા ન હતા, પરંતુ હાલમાં તેઓ સરકારની પરોણાગત ચાખી રહ્યા છે. તેમનું જીવન અવનવી રંગતોથી ભરપૂર છે. જેનાં થોડાં સંસ્મરણો વાંચકોને નજર કરું છું.

આ મહાપુરૂષમાં નામ પ્રમાણે ગુણ હતા. તેઓ મારા તારાનો ભેદ સમજતા નહિ. અને સર્વ વસ્તુને પોતાની જ સમજી વર્તતા; અલબત્ત તેમની આવી વર્તણુંકથી તેમને ઘણી વાર સોસવું પડેલું. પણ તેઓ કહેતા કે જગત મૂર્ખ માનવીઓથી ભરેલું છે. શું આપણે તેની માફક મૂર્ખાં થવું?

કોઇ ધન્ય પળે અમારો એક બીજા સાથે દરિયા કિનારે ભેટો થઇ ગયો. તેઓ સામેથી આવતા હતા. તેવામાં મારા પગની ઠોકર તેમને વાગવાથી તેઓ ગુલાંટ ખાઇ પડત. પણ તેવામાં મેં તેમને પકડી લીધા.

"માફ કરશો. આપને વાગ્યું તો નથી ને?" મેં પ્રશ્ન કર્યો.

"No, Thanks. મારા ચશ્મા ઘેર રહી ગયા તેથીજ આમ બનવા પામ્યું! આવો ને પેલા બાંકડા ઉપર બેસીયે."

અમે પાસેના એક બાંકડા ઉપર બેઠા. વિવેક ખાતર મેં સીગારેટ કાઢી તેમને આપી અને બીજી મેં સળગાવી પૂછ્યું, "આપનું નામ?"

"સેવકને લોકો મફતલાલ ફોગટીઆના નામથી ઓળખે છે. આપનો પરિચય આપશો?"

"મારૂં નામ વિનોદરાય, હું ટાઉન હોલની બાજુની ગલી-માંજ રહું છું. આપ પ્રસંગોપાત મારે ત્યાં આવતા રહેશો." મેં મારૂં કાર્ડ તેમને આપતાં કહ્યું.

'ઉપકાર થયો.' તેમણે કાર્ડ પર નજર નાંખતાં કહ્યું. ત્યાર બાદ કેટલીક વાતચીત કરી અમે છૂટા પડ્યા.

ઉપરનો બનાવ બન્યા પછી ઘણુંખરૂં દરરોજ મિ. ફોગ-ટીયાનાં દર્શન થતાં. પહેલે દિવસે તો મેં તેમને આગ્રહપૂર્વક જમવાનું આમંત્રણ આપ્યું. ત્યાર પછી તો દરરોજ તેઓ બરા-બર ચાના ટાઇમેજ આવીને ખડા થઇ જતા. વખત જતાં હું તેમને બરાબર ઓળખતો થઇ ગયો, અને એમણે પણ મારી સાથે ખુલ્લા દિલથી વર્તવા માંડ્યું.

એક વખત કોઇ સારી ફીલ્મ આવેલી હોવાથી હું સિને-મામાં જઇ ચઢ્યો, ત્યાં ફર્સ્ટ કલાસમાં મિ. ફોગટીઆ બિરાજ-માન થએલા દૃષ્ટિગોચર થયા. મને જોઈ તેમણે રૂમાલ હલાવ્યો.

હું તેમની પાસે જઇ બેઠો.

"ઓહો, આજે કાંઇ તમે સિનેમામાં?" તેમણે મને પૂછ્યું.

"કહે છે કે ફીલ્મ ઘણી સરસ છે, તેથી વળી આજે વિચાર થયો."



"હલ્લો મિ. સુખડીયા, બહુ દિવસે તમારાં દર્શન થયાં, હો!"

પાનું ૫૦ મું.

થોડી વાર પછી ટિકીટચેકર આવ્યો. અને બધાંની ટિકીટો ચેક કરવા માંડી. તેને જોતાંજ મી. ફોગટીઆ ઉંચા નીચા થવા લાગ્યા. પેલો ચેક કરતો કરતો તેમની પાસે આવ્યો અને ટિકીટ માંગી.

"કોઇ વખત ફર્સ્ટ કલાસની ટિકીટ ચેક થતી નથી અને આજે આમ કેમ?" મી. ફોગટીઆએ દમામમાંજ ફેંકયું.

"પણ સાહેબ, અંદરના માણસો ગણતાં અને અડધીયાં ગણતાં ફેર આવે છે. માટેજ ચેક કરવાની જરૂર પડી છે. તેથી આપને અડધીયું બતાવવુંજ પડશે."

"અડધીયું તો મેં કયાંય ફેંકી દીધું. એમ કયાં સાચવતા ફરીએ?"

ટિકીટ ચેકરને હવે વહેમ પડવા લાગ્યો.

"એઇ મીસ્ટર, હું કાંઇ પણ સાંભળવા માંગતો નથી. ટિકીટ બતાવો છો કે ધક્કા મારી બહાર કઢાવું?"

અમારી ગડબડ સાંભળી સિનેમાનો પઠાણ ગેટકીપર અમારી પાસે આવ્યો.

"કયા હય?" તેણે ઘોઘરે અવાજે ડાંગ પછાડતાં પૂછયું.

મી૦ ફોગટીઆના મોતીયા મરી ગયા. હું તરતજ વસ્તુ-સ્થિતિ સમજી ગયો. એટલે પેલા ચેકરને શાંત પાડી કહ્યું—

"હવે અડધીયું ખોવાઇ ગયું હોય તે કયાંથી લાવે? ફરી ગણી જુઓ, અને ફેર પડતો હોય તો ચાર્જ લઇ લો. આવા સદ્‌ગૃહસ્થ સાથે જરા વિવેકથી બોલવું."

કહેવાની જરૂર નથી કે મી૦ ફોગટીયાનો ચાર્જ મેં આપી તેમને મુંઝવણમાંથી મુક્ત કર્યા.

આ બનાવ પછી તો મી૦ ફોગટીઆ મારા પર ફીદા થઇ ગયા. તેમણે મારો ઉપકાર માનવા માંડયો. "દોસ્ત, તેં આજે

મારી લાજ રાખી છે. મારી જીંદગીમાં સપડાઇ ગયો હોઉં તો આ પહેલીજ વાર. હવે વખતોવખત તને મારી શક્તિનો લાભ આપતો રહીશ."

એટલું તો કબુલ કરવુંજ પડશે કે ત્યાર પછી મી૰ ફોગટીયા મારી પાસે ભાગ્યેજ પૈસો ખરચાવતા. ઉલટું તેમણે મને તેમની કેટલીક અગાધ શક્તિઓનો પરિચય કરાવ્યો હતો, તે નીચે જણાવેલા દાખલા ઉપરથી સમજાશે.

એક વખત અમે બન્ને ફરવા નીકળ્યા. ત્યાં રસ્તામાં શાન્તિ વિલાસ હોટલ આગળ આવતાંજ તેમને ચાહ પીવાની તીવ્ર ઇચ્છા થઈ આવી.

"જોની દોસ્ત, ચાહ પીવાની ઇચ્છા થઇ આવી છે, પણ તારા પૈસા નહિ ખરચાવું. જરા ઉભો રહે. હું હમણાં તરકીબ રચું છું."

અમે શાન્તિ વિલાસ હોટલની સામેની દુકાન આગળ અંદર જોતા ઉભા. મી. ફોગટીયાની નજર બાજ પક્ષીની માફક હોટલના બારણા આગળજ હતી. થોડી વારમાંજ તેમના સુખારવિંદ ઉપર હાસ્યની રેખાઓ ઝળકી ઉઠી.

"પેલો અંદર જાય છે, તેને જઇને બેસવા દે. પછી વાત." એમણે હોટલમાં દાખલ થતા એક માણસ તરફ આંગળી કરતાં કહ્યું.

થોડી વાર પછી મારો હાથ ખેંચતા તેઓ હોટલમાં ઘૂસ્યા અને આમ તેમ નજર નાખી પેલા માણસને ખોળી કાઢ્યો. તરતજ તેઓ તેના ટેબલ આગળ જઇ બોલ્યા:

"હલ્લો મી૰ સુખડીઆ, બહુ દિવસે તમારાં દર્શન થયાં, હોં."

"ઓહ, મી૰ ફોગટીયા, આવો, આવો, શું કરૂં? બહુ સીક હતો, આ ચાર દિવસથીજ બહાર નીકળું છું. બેસો,

ચાહ મંગાવું."

હું અને મી૦ ફોગટીયા ખુરશી ઉપર ગોઠવાયા. મી૦ સુખડીયાએ ચાહનો ઓર્ડર કર્યો. છોકરો ચાહ લઇ આવ્યો એટલે તેમણે તેના તરફ ફરી કહ્યું—

"અલ્યા, એકાદ ડીશ ભજીયાં લાવ—હું એકલી ચાહ પીતો નથી."

"અરે લ્યોને, બે ડીશ મંગાવું. આ ભાઇ પણ લેશે." મી૦ સુખડીયાએ વિવેક કર્યો. કેટલીક આડીઅવળી વાતચીત કરી મી૦ સુખડીયાની ચા અને ભજીયાં ઉપર હાથ મારી અમે રસ્તે પડયા.

"કેમ ચાહ તો પીધીને! હવે ચાલ પાન ખવડાવું." મી૦ ફોગટીયાએ ફુલાતાં કહ્યું.

"માફ કરો મી૦ ફોગટીયા—જો આવીજ રીતે પાન ખાવાનું હોય તો બે પૈસા હું ખરચી નાખું છું. પણ—"

"અરે જવા દે આ બજારનાં પાન! છીઃ આવાં પાન કોણ ખાય? હું તો તને ઓરજ પાન ખવડાવું, ચાલ."

કેટલેક દૂર અમે સાથે ચાલ્યા—છેવટે એક વિશાળ મકાન આગળ મી૦ ફોગટીઆ થોભ્યા અને આમતેમ નજર નાંખી મારો હાથ ખેંચી મને ધસડતા એક મકાનમાં દાખલ થયા. સામેજ હીંચકા ઉપર એક વીસેક વર્ષની યુવતિ બેઠી બેઠી વાંચતી હતી. અમને જોતાંજ તે ઉભી થઇ ગઇ. મી. ફોગટીયાએ દાખલ થતાંજ પૂછયું, "ધેર છે કે બહાર ગયા છે?"

"નથી. એ તો હમણાંજ બહાર ગયા—આપને કાંઇ કામ હતું?"

"હા. હું મુંબાઇથી આવું છું."

કાંઇક અંજાઇ ગઇ હોય તેમ પેલી યુવતિએ કહ્યું, "બેસો. પાણીબાણી પીઓ."

હું અને મી. ફોગટીયા હીંચકા ઉપર ગોઠવાયા. પેલી યુવતિએ પાણીનો લોટો ભરી લાવી દૂર મૂક્યો અને પાનની પેટીમાંથી પાન બનાવી તાસકમાં મૂકી તાસક અમારા તરફ ખસેડી, અને કહ્યું, "એ તો હવે સાંજે મળશે. તમારૂં નામ કહેતા જાવ."

"સાંજે આવીશ તો ખરો. કહેજો કે મુંબાઇવાળા રસિકલાલ આવ્યા હતા." મી૰ ફોગટીયાએ પાન મોમાં મૂકતાં કહ્યું. અમે ઉઠયા. બહાર આવતાંજ મેં તેમને સખત શબ્દોમાં ઠપકો આપ્યો.

"કદાચ એ માણસ ઘેરજ હોત તો આબરૂ ખેવડાવત—મી૰ ફોગટિયા—" મેં કહ્યું.

"એટલામાં ગભરાઇ ગયો કે? ઝટ દઇને પૂછવાનું કે જગન્નાથભાઇ આપનું નામ? તે તરત ડોકું ધુણાવે અને આપણે ઘર ભૂલ્યાનો ડોળ કરી ચાલતી પકડવાની. આવો ડરપોક ક્યાંથી?"

એક દિવસ હું હંમેશ કરતાં મોડો ઘેર આવ્યો, તો મી. ફોગટીયા મારી રાહ જોતાજ મારે ઘેર બેઠા હતા—"કેમ આજે કાંઇ મોડું થયું?"

"અમારા એક કલાર્ક તેમનાં કાકી માંદાં હોવાથી ત્રણ દિવસની રજા લઇ આજે ગયા છે, તેથી કામનો બોજો જરા વધારે હતો." મેં જવાબ આપ્યો.

"તેઓ અહીંનાજ વતની છે?"

"ના. વડોદરાના."

"વડોદરે ક્યાં રહે છે તે જાણો છો?"

"હા. વાયડા પોળમાં."

"તેમનાં પત્ની અહીં હશે કેમ? બીજું કોઇ છે?"

"હા. તેમના પત્નીને અહીં મૂકીને ગયા છે. જોઇતું કરતું

''સામેજ હીંચકા પર એક વીસેક વર્ષની યુવતિ બેઠી બેઠી વાંચતી હતી.





અમને જોતાંજ
તે ઉભી થઇ
ગઇ."

પાનું ૫૧. મું

મારે લાવી આપવાનું છે. પણ વકીલની માફક આમ ઉલટ તપાસ લેવાનું કાંઇ પ્રયોજન ?"

"પ્રયોજન ? અરે ! કાલે તને માલપાણી જમાડું. પછી કાંઇ ?" મી૦ ફોગટીઆએ ઉત્સાહમાં આવી જઇ કહ્યું.

"એ કેવી રીતે ?"

"કાલે સવારે આવીશ ત્યારે ખુલાસો કરીશ." તેઓ ગયા. તે રાત્રે મને ઉંઘ ન આવી. તેઓ કયા પ્લાન ઉપર કામ કરવા માંગે છે તે મને ન સમજાયું. સવારે આઠ વાગે હાથમાં ચકચકતી બેગ લઇ ઝીણું માન્ચેસ્ટરનું ધોતીયું પહેરી માથે બેંગલોર ટોપી ગોઠવી મી૦ ફોગટીઆ મારા મકાનમાં દાખલ થયા.

"જોની દોસ્ત—એક વાત પૂછવી રહી ગઇ. એ તારા કલાર્કનું નામ શું ?"

"ચુનીલાલ" મેં કહ્યું. "પણ આ શું ? તમે તો જાણે લગ્ન કરવા નીકળ્યા."

"તું ધીરો પડ, એ તો બધું તને સમજાશે. હવે ચાલ, તું તેમને ઘેર કંઇ લાવવું હોય તેની ખબર કાઢવા જા. હું તારી પાછળજ થોડી વારે દાખલ થઇશ."

"પણ——"

"એ પણ બણ કાંઇ નહિ. ચાલ, ઘર બતાવ."

હું તૈયાર થઇ મી૦ ફોગટીઆની સાથે બહાર નીકળ્યો. ચુનીલાલના મકાનની નજીક અમે આવી પહોંચ્યા એટલે દૂરથી મેં તેમને મકાન બતાવ્યું, અને હું ઉતાવળે પગલે અંદર દાખલ થયો. સુમન—ચુનીલાલની પત્ની દાળ વીણતી બેઠી હતી. મને અંદર દાખલ થયે થોડી વાર થઇ એટલામાં મી૦ ફોગટીઆ દમામભેર અંદર દાખલ થયા અને પૂછ્યું:

"ચુનીભાઇનું મકાન આ કે ?"

"હા, કોણ ? આવો." સુમને કહ્યું. મારાથી તો કાંઇ બોલી શકાયું નહિ.

"ચુનીભાઇ નથી ?" તેમણે અંદર દાખલ થઇને પૂછ્યું. હું કચવાયો.

"ના. બહારગામ ગયા છે." મેં મહા મહેનતે ઉત્તર આપ્યો.

"અરરર, હું તેમને મળવા ઠેઠ અમદાવાદથી આવ્યો, ત્યારે ભાઇ સાહેબનો પત્તોજ નહિ—ક્યારે આવવાનું કહ્યું છે ?" મી૦ ફોગટીઆએ કોટ ટોપી ખીંટીએ ભેરવતાં કહ્યું અને ગાદી ઉપર બીરાજમાન થયા.

"બે દિવસ પછી આવશે." મેં કહ્યું.

"મારે સાંજની ગાડીમાં તો જવું છે—નસીબમાં મળવાનું નહિ લખાયું હોય—બાકી અમે તો સાથે ભણતા. વડોદરે વાયડા-પોળમાં તેમને ઘેર તો હું કેટલીયે વાર જઇ આવ્યો છું." મી૦ ફોગટીઆએ સુમન સાંભળે તેમ મારા તરફ જોઇ હાંકયે રાખ્યું.

"દાતણ પાણી કર્યું છે ?" સુમને પૂછ્યું.

"નારે. ગાડીમાં કાંઇ પત્તો ખાય ?" તેમાં વળી લોકલની મુસાફરીથી તો તોબાહ !"

સુમને પાવડર અને બ્રશ તેમની પાસે લાવીને મૂકયાં, અને નહાવા માટે પાણી કાઢી આપ્યું. મી૦ ફોગટીઆ દાતણ કરી સ્નાન કરવામાં ગુંથાયા એટલે સુમને મને કહ્યું—

"એમનો કોઇ અમદાવાદનો મિત્ર લાગે છે. આજે તમે પણ અહિંજ જમજો. શું રસોઇ કરૂં ?"

"તમને ઠીક લાગે તે કરો." મેં કહ્યું—

"જુઓને બીજી માથાકુટ કરવાને બદલે થોડી પૂરીઓ તળી નાંખું છું. તમે મને બજારમાંથી થોડો શીખંડ લાવી આપો. શાક પણ લેતા આવજો અને એકાદ શેર ગલકાં પણ

લાવજો કે થોડાં ભજીયાં પણ કરી નખાય."

"વારૂ" કહી હું બજારમાં જવા તૈયાર થયો. એટલે સુમને મારા હાથમાં પાંચ રૂપિયાની નોટ મૂકી. થોડી વારે હું શાક, શિખંડ વિગેરે લઇને આવ્યો, ત્યારે મી૦ ફોગટીયા ગાદી ઉપર જરા આડા પડી લહેરથી સીગાર ફુંકતા હતા. અંદર જઇ સુમનને બધું આપી હું બહાર તેમની પાસે આવીને બેઠો.

"કેમ દોસ્ત કઇસી બજાઇ?" તેમણે ધીરેથી હસતાં હસતાં મને કહ્યું.

"શું કપાળ, હવે તો હદ થાય છે. મી૦ ફોગટીઆ."

"જ્યાં માલપાણી ઝાપટવાનાં હોય ત્યાં આમ રડતી સુરત જેવો ન રહે. લે, એકાદ ચીરૂટ ખેંચી કાઢ."

અગીઆર વાગ્યે અમે જમી પરવાર્યા, એટલે મારી સાથે મી. ફોગટીયા પણ તૈયાર થઇ ગયા—

"જુઓને—સુમનભાભી, ચુનીભાઇ આવે તો કહેજો કે અમદાવાદથી રસિકલાલ તમને મળવા આવ્યા હતા. હવે ફરી કોઇ વાર આવવાનું થશે ત્યારે મળાશે. ગાડી તો ચાર વાગે ઉપડે છે, પણ મારે જરા બે ત્રણ ઠેકાણે મળવા જવાનું છે, એટલે હવે હું બારોબારજ સ્ટેશન ઉપર જઇશ."

"આવજો" સુમને કહ્યું. અમે રસ્તે પડ્યા.

એક દિવસ મી. ફોગટીયા એકાએક મારા મકાનમાં ધસી આવી કહેવા લાગ્યા—

"લે ચાલ ઉઠ—જલ્દી કર—તારો ચાઇનાસિલ્કનો કોટ ચઢાવી લે."

"પણ છે શું? તમે પણ આ રેશમી કોટ કેમ અડાવ્યો છે?"

"અરે, તું ચાલ તો ખરો."

મેં ઝટ ઝટ કબાટમાંથી રેશમી કોટ કાઢી પહેરી લીધો.

અમે બહાર મુખ્ય રસ્તા ઉપર આવ્યા—જરા દૂર એક વરઘોડો જતો હતો તે બતાવતાં તેમણે કહ્યું, "આપણે પેલા વરઘોડામાં જવાનું છે."

"કોનો વરઘોડો છે?" મેં પૂછ્યું.

"એ તો બલા જાણે. વગર આમંત્રણે એમ ને એમ ઘુસવું એમાંજ ખરી ખુબી રહેલી છે."

અમે ઉતાવળા ચાલી વરઘોડા પાસે આવી પહોંચ્યા. આગળ એકાદ બે લાઇનમાં કેટલાક ગંભીર દેખાવના ગૃહસ્થો ચાલતા હતા, તેમની નજીક જઈ "જય જય" કરતા મી૦ ફોગટીયા અંદર ઘુસ્યા. પેલામાંથી બે ત્રણ જણે પણ આવકાર આપી સામા હાથ જોડી "જય જય" કર્યા. વરઘોડો આસ્તે કદમ વધતો-વધતો છેવટે નિયત સ્થળે પહોંચ્યો. સાજન મંડપની પાસેની બેઠકમાં ગોઠવાયું. તેમના ભેગા મી૦ ફોગટીઆ પણ ગાદી ઉપર ગંભીરતાથી ગોઠવાયા. આ જ્ઞાતિમાં શ્રીફળ અને ટકા વહેંચવાનો રિવાજ હોવાથી તે મુજબ શ્રીફળ વહેંચાવા માંડયાં. મી. ફોગટીયાએ પણ શ્રીફળ અને ટકા સ્વીકારવાની ઉદારતા દર્શાવી મને સાન કરી. અને અમે ઉઠી ઘર તરફ વળ્યા.

"એક શ્રીફળ અને થોડા પૈસા માટે આટલું ધાંધલ, મી. ફોગટીયા?" મેં પ્રશ્ન કર્યો.

"હરગીજ નહિ. તું સમજતોજ નથી. આપણા લોકો લગન વિવાહ પ્રસંગે કેવા આંધળા બની જાય છે, તેજ મારે તને દેખાડવું હતું—પેલા જાણે કે આના સંબંધી હશે અને એ જાણે કે પેલાના સંબંધી હશે. આપણે તો આટલેથી પતાવ્યું પણ માણસ ધારે તો શું કરી ન શકે?" મી. ફોગટીયાની આ વ્યાજબી દલીલ ઉપર વિચાર કરતો હું તેમનાથી છૂટો પડયો.

એક કમનસીબ દિવસે મેં સ્થાનિક પેપરમાં વાંચ્યું કે મી.

મફતલાલ ફોગટીયા નામના ગૃહસ્થને જુદા જુદા આરોપસર જેલનિવાસી કરવામાં આવ્યા છે. આ સાંભળીને કોને દુઃખ નહિ થાય? લાગણીને વશ થઈ હું તેમને મળવા ગયો. મને જોઇ તેઓ ગળગળા થઇ ગયા. "દોસ્ત, તું આવ્યો ખરો!" તેઓ બોલ્યા: "મને પકડવામાં પોલિસની ચોક્કસ ભૂલ થઇ છે. પણ તું જા, મારી ચિંતા ન કરતો; થોડા વખતમાંજ તારી સમક્ષ આવીને હાજર થવાની ઉમેદ રાખું છું."

થોડા દિવસો બાદ તેમનો કેસ ચાલ્યો અને તેમને કેટલાક આરોપસર ત્રણ વર્ષ માટે સરકારની મહેમાનગીરી સ્વીકારવાનું નક્કી થયું.

વ્હાલા વાંચનાર! આવા મહાપુરૂષની શક્તિના લાભથી આપણે ત્રણ વર્ષ તો વંચિત રહીશું. પણ તે દરમ્યાન હાલમાં તેઓ પોતાનાં સંસ્મરણો લખી રહ્યા છે, અને આશા રાખે છે કે તેમના તે પુસ્તકથી ગુર્જર સાહિત્ય સમૃદ્ધ બનશે.



# મહેમાન

મહિનાના ત્રીસ દિવસમાંથી પંદર દિવસ તો મારે મહેમાન વગર ખાલી જતાજ નહિ. કોઈ સગું વ્હાલું આવે, કોઈ મિત્ર આવે, કોઈ સ્હેજ ઓળખાણવાળું આવે તો કોઈ સુધાનું સંબંધી આવે; પણ મહેમાનોની અવર જવર તો મારે ત્યાં ચાલુજ રહેતી. કોઈ મુંબાઈથી પાછા ફરતાં મારે ત્યાં એકાદ દિવસ ઉતરતા, તો કોઈ કાઠિયાવાડથી મુંબાઈ જતાં મારે ત્યાં "હોલ્ટ" કરતા; કોઈ દાક્તરની દવા કરાવવા આવતા તો કોઈ આઠ દિવસની રજા ભોગવવા પણ મારે ત્યાંજ પધારતા. મહેમાનોના આ ચાલુ ધસારાથી હું કંટાળતો અને મારાથી વધુ સુધા કંટાળતી.

તાજેતરમાં તો મગનલાલે અમને ખુબ ત્રાસ આપવા માંડ્યો હતો. અત્રેની કોર્ટમાં તેમણે દિવાની દાવો દાખલ કરેલો. એટલે વારંવાર તેની મુદત પડતી અને મુદતે મુદતે તેઓ પધારતા. તેમાંયે વળી અગાઉથી ત્રણ પૈસાનું પોસ્ટકાર્ડ પણ ન લખે. આવે તે પણ કઢંગા ટાઈમે.

એક દિવસ તો રાતના અગીઆર વાગે તેમણે બારણાં

ખખડાવ્યાં. આંખો ચોળતી ચોળતી સુધા ઉઠી અને બારણું ઉઘાડયું તો મગનભાઇ પધારેલા! હું જાગતો હોવાથી વિવેકને ખાતર મારે ઉઠીને તેમની સાથે વાતચીત કરવી પડી. તેઓ કપડાં ઉતારી ખીંટીએ ભેરવતાં બોલ્યાઃ

"અત્યારે બીજી કડાકુટ ન કરશો, સુધા ભાભી! ચારેક પુરીઓ અને કંઇક શાક પડયું હોય તો ચાલશે?"

વગર પૂછ્યે આમ બોલી નાંખી સામાની પાસેનું કામ કાઢી લેવું એ પણ એક કળા છે. એ કળા મગનભાઇને સારી રીતે સાધ્ય થઇ હતી. સુધાએ સ્ટવ સળગાવી પુરીઓ તળવા માંડી. હું અને મગનભાઇ વાતોએ વળગ્યા.

અડધા કલાકમાં તેમને માટે શીરો અને પુરી તૈયાર થઇને આવ્યા. તે સાંજે સુધાનું માથું દુઃખતું હોવાથી અમે કોરેકોરૂં જમી લઇને ચલાવેલું અને આ મગનભાઇ શીરો ને પુરી ખાય, એ પણ નસીબની બલીહારી જ છે ને!

બીજે દિવસે વકીલને પ્રથમ મળવાનું હોવાથી મગનભાઇ વહેલા ઉઠયા. સુધા હજી બિછાનામાંજ હતી પણ તેમના ખુંખારા અને "હા...ક થુ"ના અવાજોએ તેને ઉઠાડી. તેણે ચહા તૈયાર કરી. મગનભાઇ ચહા નહોતા પીતા, એટલે તેમને માટે તો, અલબત્ત, દૂધજ તૈયાર કરેલું. ચહા કૉફીની બાધા લેવી તે બે પ્રકારે ફાયદાકારક નીવડે છે; એક તો શરીરને નુકશાન થતું અટકે અને વળી દૂધ પીવાનું મળે! કંઇક આવાજ આશયથી મગનભાઇએ ચહાની બાધા લીધી હોવી જોઇએ. બાકી ઘેર ચહા પીતા હશે તોયે કંઇ આપણને ખબર પડવાની હતી?

ખાસ્સું અડધો શેર દૂધ ગટગટાવી જઇ તેઓ વકીલને ત્યાં ગયા; એટલામાં મારા પાડોશી શ્યામજીભાઇ આવ્યા. તેઓ બરવાળાના રહીશ હોઇ અત્રે ધંધાર્થે આવી રહ્યા હતા. સ્વભાવે

વાણીમાં કાઠિયાવાડીઓને સાધ્ય થયેલી મીઠાશ સારી રીતે લાવી શકતા.

"કાં, અરવિન્દભાઈ ! શું કરવા માંડયું ?" તેમણે દાખલ થતાં પૂછ્યું.

"આવો શ્યામજીભાઈ." મારી નજીક પડેલી ખુરશી તેમના તરફ ખસેડતાં મેં તેમને આવકાર આપ્યો.

"કાં, મે'માન પધાર્યાં છે ને ?"

"હા ભાઈ, શું કરીએ !"

"હવડા હું એ રાતના બારણાં ઠમઠમાવ્યાં. ત્યારનું મેં તો જાણી લીધેલું કે અરવિન્દભાઈને ત્યાં મે'માન સિવાય અટાણે કોઈ હોય નહિ. પેલા મગનભાઈ આવ્યા છે ને ?"

"હા. એજ આવ્યા છે."

"તમારૂં કામ તો ભારે ભાઈશા'બ ! તેમને માટે શીરો કર્યો હતો ને ! રાતના હું સાંભળતો હતો. એવા રોજ શીરો ખવડાવીએ તો ઘર ભેગા થઈ જવું પડે. પરદેશ બેઠીએ છીએ તે કમાવા માટે, નહિ કે ખવડાવી દેવા માટે. બે ચાર દિ થાય ને મેમાન આવે. આપણે તે કંઈ સદાવ્રત માંડયું છે ? કેમ સુધાબ્હેન, બોલ્યાં નહિ ?"

"ખરૂં કહો છો." સુધા વચ્ચે પુરાઈ. "અમે તો ખૂબ કંટાળી ગયાં છીએ, પણ કરવું શું ? મહેમાન આવે તેમને કંઈ ના કહેવાય ?"

"ના. આવે તે માથા પર. પણ આમના જેવા દર મુદતે અહીં ઉતરે અને પૈસા ઘસાવાને બદલે ઉપરથી આપણું જ છોલાણ કરે, તેમને તો બરાબર ખબર પાડી દેવી જોઈએ."

"ત્યારે તમેજ કંઈ ઉપાય બતાવોને !" સુધા બોલી.

"ઠીક ત્યારે. તમે આજનો આખો દિવસ ચુપચુપ જાુની

બા જોડે મારે ત્યાં રહેજો. પછી અમે છીએ અને મગનભાઇ છે. જો કાલેજ ન વયા જાય તો મને કહેજો !"

"પણ કાલે તો એ જવાના જ છે !"

"ભલેને. પણ હું તો એવી રીતે વિદાય કરીશ કે ફરી અહીં આવવાની ખોડજ ભૂલી જાય."

આમ કહી શ્યામજીભાઇએ તેમના ઉદ્દેશની ટુંકી રૂપરેખા અમને જણાવી. સુધા હર્ષમાં આવી ગઇ અને કેટલીક ગોઠવણ કરી શ્યામજીભાઇને ત્યાં ચાલી ગઇ. મેં પણ માથું દુઃખવાનું કારણ જણાવી શ્યામજીભાઇના નોકર જોડે ઓફીસમાં રજાનું કહેવડાવી દીધું. શ્યામજીભાઇની તો પેઢી હોવાથી ન જાય તો પણ ચાલે તેમ હતું.

અગીઆર વાગે કોર્ટમાં હાજર થવાનું હોય એટલે મગનભાઇ દશેક વાગે આવી જતા. દશ વાગ્યા એટલે હું બીછાનામાં સુતો અને શ્યામજીભાઈ કોલન વોટરનું પોતું મારા કપાળ ઉપર મૂકી મારી પાસે બેઠા. થોડી વાર અમે વાતચીત કરી એટલામાં મગનભાઇ પધાર્યા.

"કેમ ? તબીયત ઠીક નથી કે શું ?" તેમણે આવતાંજ પૂછ્યું.

"હા." શ્યામજીભાઇ બોલ્યા, "તમારા ગયા પછી સુધા બ્હેનને તેમના ભાઇને ત્યાંથી તેડવા આવ્યું તે ગયાં. પછી અરવિન્દભાઇને એક ઉલટી થઇ ને સખત માથું દુઃખવા માંડ્યું."

મગનભાઈ ગંભીર ડાચું કરી બિછાના પાસે બેઠા, શ્યામજીભાઇ કોલન વોટરનાં પોતાં ફેરબ્યેજ જતા હતા. કેટલીક વાર સુધી ગાઢ શાન્તિ ફેલાઈ. સુલો ઠંડો હતો તે મગનભાઇએ પહેલીજ દૃષ્ટિએ જોઇ લીધું. થોડી વારે તેઓ ઉઠ્યા.

"કાં ભાઇ ! કોર્ટમાં જાશો ?"

'હા. હવે બખત થવા આવ્યો છે ને !"

"ભલે જાવ. અરવિન્દભાઈની ચિંતા માં કરશો. અમે પાડોશમાં છીએ તે શા કામના હતા? સાંજે તો સુધાબ્હેન આવી જશે."

મગનભાઈ ગયા.

"હવે માથું જરા નરમ પડયું છે ને !" શ્યામજીભાઈએ હસતાં હસતાં પૂછયું.

"જરૂર." મેં બિછાનામાંથી ઉઠતાં જવાબ આપ્યો. ત્યાંથી અમે બન્ને તેમને ઘેર ગયા.

"અરવિન્દભાઈ! તમે તો કંઇ ખાઇ પીને મેમાનની પાછળ પડ્યા છો !" મને જોતાંજ માણેકબ્હેન બોલ્યાં.

"તેમાં મારો જરાય વાંક નથી, એ બધાં આ શ્યામજીભાઈનાં કારસ્તાન છે."

"મને સુધાબ્હેને બધી વાત કરી–પણ એ દિ ઉગેને મેમાન આવે તે કેમ પાલવે ? હા, કોઇ ન છૂટકેજ આવતું હોય અને આપણને ભારરૂપ ન થઇ પડતું હોય તો ઠીક છે. પણ આ મગનભાઇ જેવા તો એજ દાવને લાયક છે. છો ભૂખે ટીચાતા, કે બ્હાર જમી લેતા–આપણે તો જમી લઇએ. ચાલો. રસોઇ તૈયાર થઇ ગઇ છે."

અમે બધાં સાથે જમ્યાં. બપોરના શ્યામજીભાઇને ત્યાંજ આડીઅવળી વાતો કરી પાંચેક વાગે હું તેમને તેડીને મારે ત્યાં આવ્યો. અગાઉની માફક અમે પાછું દરદી અને પરિચારકનું નાટક ગોઠવ્યું. થોડી વારે મગનભાઈ આવી પહોંચ્યા.

"કેમ, અત્યારે કેમ છે ?" તેમણે આવતાંજ પૂછયું.

"સવાર કરતાં તો ઘણો ફેર છે." મેં જવાબ આપ્યો.

"સુધાભાભી હજી આવ્યાં નથી ?" તેમણે આમ તેમ જોતાં પ્રશ્ન કર્યો.

"હજી આવ્યાં નહિ." શ્યામજીભાઇ બોલ્યા—"રાત સુધીમાં આવશે ખરાં. તેમને ખબર નથી ને—નહિ તો ક્યારનાંયે દોડતાં આવત. પણ હાં મગનભાઇ, આ બિચારા સવારના ભૂખ્યા છે. હું ઘેરથી કાંજી કરી લાવ્યો અને બહુ કહ્યું ત્યારે માંડ ચમચી પીધી. અમારૂં તો ખપે નહિ, નહિ તો હમણાં દાળભાત કરાવી દઉં. તમે જરા દાળનું આંધણ મૂકી દોને. બીજે ચુલે ભાત થઇ જશે. બિચારા જરા ઉન્હા ઉન્હા દાળભાત ખાય તો કંઇક હોશ આવે."

મગનભાઇ કંઇક વિચારમાં પડ્યા હોય તેમ લાગ્યું. "કાં, શું વિચારમાં પડ્યા? તમને ખપતું હોય તો રાંધી દઉં. પછી કાંઇ?"

"ના, ના, એમાં શું?" ના ન પાડી શકવાથી મગનભાઇ બોલ્યા અને રસોડા તરફ મંદ મંદ ગતિએ પ્રયાણ કર્યું. શ્યામજીભાઇએ તેમને ચુલામાં કાકડીથી માંડીને દાળમાં વઘાર કરવાની સામગ્રી બતાવી દીધી અને મારી પાસે આવીને બેઠા.

"ઠીક કીધુંને! મેં'માને કડછીનો ચાર્જ લીધો છે તે જોવા સુધાબ્હેનને બોલાવી લાવું? સીન તો જોવા જેવો છે!"

"ના, ના," મેં ધીમેથી કહ્યું. "હમણાં આવે તો તેનેજ રસોઇ કરવી પડે."

"તમે ન સમજો. હું તેમને એવાં ભણાવીને મોકલીશ કે મગનભાઇ તેમને રસોડાનો ચાર્જ સોંપવાનો ઉચ્ચાર પણ કરી ન શકે."

હું કંઇ બોલું તે પહેલાં તો શ્યામજીભાઇ ગયા અને દશેક મિનિટમાં પાછા ફર્યા. થોડી વારે સુધા દાખલ થઇ. મને સુતેલો જોતાંજ તે ગભરાઇ ગઇ.

"અરે! શું થયું? તબીયત નરમ છે?"

"હા." શ્યામજીભાઇ મોટેથી બોલ્યા કે જેથી મગનભાઇ

સાંભળી શકે. "તમે સવારે ગયાં ને પછી થોડી વારે તેમને ઉલટી થઈ અને સખત માથું દુઃખવા માંડ્યું."

"અમારી દશાજ બેઠી છે. અરેરે! સવારનું ખાધું પણ શું હશે?" કહી ગભરાતી સુધા રસોડામાં ગઈ.

"ઓહો મગનભાઈ! તમે છો તે તો મને યાદજ ન આવ્યું. શું? દાળ ઓરી છેને? ચાલો, ઠીક થયું, તમે છો તે. નહિ તો અત્યારે મારાથી શી રીતે રંધાત? એમને ના કહી કહીને થાકી કે લખવા વાંચવાનું રહેવા દો. તોય આખો દિવસ બસ લખલખ અને વાંચવાંચજ કરવાના. પછી માથું ન દુઃખે તો શું થાય? શ્યામજીભાઈ, તમને બહુ તસ્દી આપી. તમે આખા દિવસ બેસી રહ્યા હશો, તો હવે જાવ. મગનભાઈ દાળ-ભાત કરે છે એટલે હું પોતાં મૂકું અને જરા માથું દબાવું."

ખૂબ ઉંચે જીવે અને ગભરાટથી સુધાએ આ શબ્દો ઉચ્ચાર્યા અને મારી સુશ્રુષામાં રોકાઈ.

"ઠીક ત્યારે મગનભાઈ—રાતના મળશું, હોં" કહી શ્યામ-જીભાઈ ગયા.

આમ ને આમ કેટલોક સમય વ્યતીત થઈ ગયો—મગન-ભાઈને પાકશાસ્ત્રી બનેલા જોઈ સુધાને શેર લોહી ચઢ્યું. અલ-બત્ત, રસોઈ તૈયાર થઈ ગયા બાદ પીરસવાની જોખમદારીમાંથી તેણે મગનભાઈને મુક્ત કરવાનું સૌજન્ય દાખવ્યું. અમે જમી રહ્યા એટલે શ્યામજીભાઈ આવ્યા.

"જરા બહાર ચાલશું, મગનભાઈ? સુધાબ્હેન હવે તો આવી ગયાં છે એટલે આપણે જરા ફરી આવીએ."

"હા. ચાલો" કહી મગનભાઈ તૈયાર થઈ તેમની સાથે ગયા. તેમના ગયા બાદ સુધા હસતાં હસતાં બોલી:

"શ્યામજીભાઈએ તો એંઠવાડ પણ મગનભાઈ પાસે કઢા-

વવાનો પેંતરો રચેલો !"

"ના, ના. એ તો હદ આવી ગઈ કહેવાય." મેં કહ્યું.

"તેથી તો તેમને ના પાડી, કે હવે બહુ સતાવવા નહિ."

રાત્રે અગીઆર વાગે મગનભાઈ ફરીને આવ્યા. બીજે દિવસે સવારે વહેલા ઉઠી તેમણે જવાની તૈયારીઓ કરવા માંડી.

"કેમ અત્યારમાંજ ? જમીને જવાશે." મેં જરા વિવેક કર્યો.

"ના, ના. મારાથી રોકાવાય તેમ નથી. મારે ખાસ કામ હોવાથી અત્યારમાં જવુંજ જોઈએ." મગનભાઈએ ખમીસ ઉપર પોતાનો પેટન્ટ કોલર ચડાવતાં કહ્યું.

"કાં, જાશો મગનભાઈ ?" શ્યામજીભાઈએ દાખલ થતાં પૂછ્યું.

"હાજી. મારે કેટલુંક કામ છે."

"આવજો." શ્યામજીભાઈએ, સુધાએ અને મેં એક પછી એક કહ્યું.

"વારૂ." કહી મગનભાઈ ગયા. ખરેખર ! ગયા તે ગયાજ !

"રાત્રે કંઈ બહુ ફર્યા ?" મેં શ્યામજીભાઈને પૂછ્યું.

"જરાય નહિ. અહિંથી સીધાજ સિનેમામાં ગયા હતા."

શ્યામજીભાઈ ખંધુ હસતાં બોલ્યા, "તેમને માટે મેં પેઢીનો આખો દિવસ પાડ્યો, અને મને સીનેમાય ન બતાવે ?"

"કયા ક્લાસની ટિકીટ લીધેલી ?"

"એકસ્ટ્રાની સ્તો ! તેમના જેવા પાકશાસ્ત્રીથી એકસ્ટ્રા વિના બેસાય ?"

અમે હસી પડ્યાં.



# જમદેવનો ગુંચવાડો

કાન્તિરાય અમદાવાદના ભારે મોટા વકીલ હતા. સાંજે, સ્હવારે, બપોરે, જ્યારે જુઓ ત્યારે અસીલો બેઠાજ હોય. નાણાંની જાણે છોળ ઉછળે. કોઇ કેસમાં બે હજાર મળે, તો કોઇમાં પાંચ હજારનો તડાકો.

શાન્તિરાયની અવસ્થા એથી બરાબર ઉલટી. તેને ઘેર અસીલોને બદલે લ્હેણદારોની ભીડ જામે. ફાટેલો ડગલો ને મેલું પાટલૂન પહેરી કોરટ જાય. જેમ તેમ દહાડા કાઢે. એવા હતા બિચારા શાન્તિરાય વકીલ.

પણ એક વાત નવાઇ જેવી. પરમેશ્વરે બંનેના ચહેરા લગભગ એક સરખા જેવા ઘડેલા. બંનેનો ચહેરો લંબાચો, ઘઉંવર્ણો, નાક પણ જરા તીણું, ફેર માત્ર એટલો કે કાન્તિરાય દાઢી રાખે. શાન્તિરાય દાઢી ન રાખે. બે જણ વચ્ચે બનતી રાશ પણ ઠીક.

એક દહાડો કાન્તિરાય શાન્તિરાયને કહે: શાન્તિ, અહિં તો હવે કમાઇ કમાઇને કંટાળ્યો. મને તો હવે મુંબાઇની હાઇ કોરટમાં જઇ પાસા નાંખવાનું મન થાય છે. કેમ, શું ધાર્યું ?

શાન્તિરાય બિચારો શા સારૂ ના કહે? તે બોલ્યો: ઠીક, જેવી તમારી મરજી. મુંબાઇમાંયે તમે તો ફાવશોજ.

જે દિવસે કાન્તિરાયનું મુંબાઇ ઉપડવાનું ઠર્યું હતું તેને આગલે દિવસે શાન્તિરાય કાન્તિરાય પાસે આવીને કહે: કાન્તિભાઇ, તમારૂં જરા કામ છે. મારી સાથે આવોને. જરાકજ કામ છે.

કાન્તિરાય પૂછે: ક્યાં જવું છે?

શાન્તિરાય બોલ્યો: અરે અહિંયાજ, આટલામાંજ જવાનું છે. દૂર નથી.

કાન્તિરાય ચાલ્યા. મહોલ્લાને નાકે લલ્લુ લુહારની દુકાન હતી. લલ્લુ લુહાર કંઇ ભઠ્ઠી નહોતો ચલાવતો. એનો વેપાર તો નાટકના ડ્રેસ, ખોટાં દાઢીમૂછ, ડોકાં, વીગ વગેરેનો હતો. શહેરના નાટક તમાસાવાળા ને ભાંડ ભવાયા બધાં એના ઘરાક. શાંતિરાયને એની સાથે ઠીક બેઠક હતી. એ વાતની કાન્તિરાયને ખબર ખરી. બંને ત્યાં ગયા ને બેઠા. થોડીવાર સુધી ગપાટા ચલાવ્યા પછી શાન્તિરાયે લલ્લુને ખુણે બોલાવી કંઇક વાત કરી. થોડી વારે શાન્તિરાય બોલ્યો: ચાલો ત્યારે, લલ્લુભાઇ, અમે ઉઠીશું.

"અરે, પણ એટલામાં કેમ જવાય? અંદર ચહા મૂકી છે. હમણાં થઇ જશે. ચાલો ચાલો અંદર."

એમ કહી લલ્લુ ખૂબ આગ્રહ કરી કાન્તિરાય તથા શાન્તિ-રાયને દુકાનમાં વચ્ચે બારણું હતું તેમાંથી અંદર લઇ ગયો.

પણ અંદર જતાંજ ત્યાં કંઇક કૌતુક બન્યું. બે જણાએ એકદમ કાન્તિરાયને પકડી ખુરશી પર બેસાડી દીધા ને ઝાલી રાખ્યા. ત્રીજાએ એક મોટી કાતર વડે ચડચડ દાઢી કાતરી નાંખી. અને ચોથા એકે જંગલને ઠેકાણે મેદાન કરી નાખ્યું. કાન્તિરાય અરે, અરે, આ શું, આ શું, એમ બોલતા રહ્યા. પણ એટલામાં તો એની દાઢી સફાચટ થઇ ગઇ. દાઢી સાફ થઇ જતાં બધા

માણસોએ એમને છોડી દીધા. તરત કાન્તિરાય જાંઘ ઠોકીને બોલી ઉઠયા: ઉભા રહો બદમાશો, તમને બધાને જેલમાં પૂરાવું છું. તમે સમજોછ શું?

પણ એટલામાં શાન્તિરાયે એનો હાથ પકડી એને કહ્યું: ઠંડા પડો, કાન્તિભાઇ, ઠંડા પડો. દાઢી કયાં નાસી જવાની છે? એ તો ફરીથી ઉગશે, એમાં તમને કંઇ નુકશાન નથી. પણ મને કંઇક ફાયદો છે. તેથી જ મેં આ કરાવ્યું છે?

કાન્તિ બોલ્યો: તેં આ કરાવ્યું છે?

"હા, મેં કરાવ્યું છે. મારો એમાં ખાસ હેતુ છે. કઇ લાભ છે."

કાન્તિએ પૂછ્યું: તને શું લાભ છે? હજુ એનો ગુસ્સો શમી ગયો ન હતો.

"લ્યો, આ મારો લાભ." એમ શાન્તિ બોલ્યો, એટલે લલ્લુ લુહારે એક બનાવટી દાઢી શાન્તિને મોંઢે પહેરાવી દીધી.

કાન્તિ ગુસ્સો ભૂલી ખડખડ હસવા લાગ્યો. એને થયું કે આ તો ચકરમ શાન્તિનું કંઇ કારસ્તાન છે. પણ વેશ ઓ આબાદ! દાઢી પહેરતાંજ શાન્તિ બરાબર કાન્તિ જેવો દેખાવા લાગ્યો.

જાણે કાન્તિને પોતાને લાગ્યું કે હું પોતે શાન્તિ છું ને આ સામે ઉભેલો તે કાન્તિરાય વકીલ લાગે છે.

પણ એટલેથી શાન્તિ કયાં છોડે તેમ હતું? એણે તો પાછું પહેલાંની જ પેઠે બાર દઇને કહ્યું: ને કાન્તિભાઇ, બીજું એક કરવું પડશે. મારે તમારૂં મકાન ભાડે જોઇએ. તે આપવું પડશે.

કાન્તિરાય બાજી સમજી ગયો. તેણે કાંઇ વાંધો લીધો નહિ.

બસ થઇ ચૂકયું. એજ ઘર, એજ ફરનીચર, એજ રાચરચીલું. ફક્ત કાન્તિરાય ન મળે. તેને ઠેકાણે તેની દાઢી ચોંટાડીને ચોંટયા શાન્તિરાય. આ ફેરફારની ખબર અસીલોને કશી પડી નહિ.

એટલે અસીલોની ભીડ તો ત્યાં પહેલાંના જેવીજ રહે. કોઇનેય શક ન પડયો કે કાન્તિને બદલે શાન્તિ ઠસી ગયો છે. વરસેકમાં તો શાન્તિની સ્થિતિમાં આસમાન જમીનનો ફેર પડી ગયો. પાડપડોશમાં જે પાંચ જણને ભેદની ખબર હતી તે કહેવા લાગ્યાઃ આનું નામ બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી. પહેલાં ભાઈને ખાવાનાં સાંસા હતા. દાઢી ચોરી ને ભાઇ તો બડેખાં બની ગયા.

મરવાભાઇ તો બોલ્યાઃ નસીબનો બળીયો, નસીબનો બળીયો !

એમ ને એમ કેટલાંક વરસ નીકળી ગયાં. અચાનક એક દહાડો એક નવાઈ જેવું કૌતુક બન્યું. જજ સાહેબ આગળ ઉભો રહી હાથોના લહેંકા સાથે શાન્તિરાય ભાષણ કરતો હતો, "સાહેબ, મારા અસીલ"—એટલું બોલતામાં તો—

બસ ! ખેલ ખલાસ. એકદમ ધબ દઇને ખુરશીમાં બેસી પડયા. આસપાસથી બધા ઘેરાઇ વળ્યા તો કશું ભાન ન મળે. દાક્તર દોડી આવ્યા. નાડી જોઇ. છાતી જોઇ કહ્યુંઃ મરણ થયું છે.

( ૨ )

અચાનક મોત ! અકાળ મરણ !

એટલે સ્વર્ગમાં તો જવાનું હોય જ કયાં ? પણ જમલોકમાં એના નામની બૂમ પડી.

ચારેમેર કાળું કાળું ધૂમસ. જ્યાં જુઓ ત્યાં જાણે મગજ ઘુમરી ખાઇ જાય. બધું બિહામણું બિહામણું, એ બધું ભેદીને જાણે વાયુવેગે વિજળીક રથ ચાલ્યો જાય છે. બે બાજુ બે કાળમુખા જમદૂત વચ્ચે શાન્તિરાય બેઠેલા. પગ નીચે પૃથ્વી આછી આછી સર સર સરકતી જાય. પણ શાન્તિનું એ કોઈ પણ બાજુ તરફ લક્ષ નથી. એ અત્યારે જમરાજની પાસે જતો હતો. ત્યાં પાપપુણ્યનો ન્યાય થશે. મનમાં તેની ને તેની ઘટમાળ ચાલ્યા કરે

છે. શું જવાબ આપવો તેની દલીલો વકીલ પોતાના કાયદામય ભેજામાંથી શોધી રહ્યો છે. પણ તેને કેટલી વાર ? જરાક વારમાં તો સરસરસર રથ અટકયો.

સદર દરવાજા પાસેજ નાટકશાળામાં ટિકીટ ઓફિસ હોય તેમ ચિત્રગુપ્તની 'ઓફિસ' હતી. મોટા મોટા લાંબા લાંબા દોપિસ્તાઓના જંગલમાં લાંબી લાંબી દાઢીવાળા ડોસા કાકા મોટા ગોળ કચકડાની ફ્રેમવાળા ચશ્મા લગાવી બેઠા હતા. તેની સમક્ષ શાન્તિને ઉભો કરી દીધો.

ડોસાકાકાએ ચશ્મા કપાળે ચઢાવી દીધા. ને પહેલાં જરા ધારી ધારી જોયું ને પૂછ્યું: તમારૂં નામ કાન્તિરાય કાપડીયા ?

"જી. ના. હું તો શાન્તિરાય સુખડીયા."

"એએએએમ ?"

ડોસાકાકા વિચારમાં પડી ગયા. તરત એક દોપિસ્તો ઉથલાવી જોઇ વળ્યા ને કહ્યું: હા ભાઇ, આ તો કંઇ મોટી ભૂલ થઇ છે.

તરત જમદૂતોને બૂમ પડી. કાકાએ તેને ખખડાવી કાઢ્યા. તે બિચારાઓ ગભરાઈ ગયા. કાકલૂદી કરી કહેવા લાગ્યા: સરકાર, અમારો વાંક નથી. અમે તો સરનામું અને વર્ણન જોઇને ગએલા. ને ચાડી તથા દાઢી ચોક્કસ જોયાં એટલે ઉપાડી લાવ્યા.

"જાવ, જાવ. ગાંડીયાઓ ! પાછો મૂકી આવો."

પણ એ તો શાન્તિરાય હતો. સહેલાઇથી ચિત્રગુપ્ત કે એના દાદાનેય છોડે તેમ હતું ? તેણે તક જોઇને કહ્યું: મારે એ નહિ ચાલે. હું તો ખુદ જમરાજની પાસે પણ આ અન્યાય—સિતમ—ગેરઇન્સાફનો બદલો લઇશ. હું નામાંકિત વકીલ છું. મારો કિંમતી વખત ચાલ્યો ગયો. તે ખોટ ભરી આપવી પડશે.

બૂમાબૂમ સાંભળી ખૂદ જમદેવ ત્યાં દોડી આવ્યા. ભૂલ થઇ છે જાણી તે ય ઓશિયાળા બની બોલ્યા: કંઇ નહિ, કંઇ નહિ.

વત્સ ! હું તારા પર પ્રસન્ન છું, જોઇતું હોય તે માંગી લે.

શાન્તિ બોલ્યો: ધર્મરાજ, મારે કંઇ માલમિલ્કત કે મહેલ હવેલી જોઇતાં નથી. જો તમે તુઠ્યા હો તો એકજ વાત કહો, કે મારૂં ખરેખરૂં મૃત્યુ ક્યારે છે. તે જણાવો એટલે બસ.

જમરાજના હુકમથી ચિત્રગુપ્ત ડોસાએ ચોપડાં ફેંદ્યાં—જોઇ કાઢીને કહ્યું: ત્રણ વરસ પછી માગશર વદ આઠમની રાત્રે તમારૂં મૃત્યુ છે.

એ અપાર અનંત ધૂમ્મસમાં થઇને જમલોકમાંથી શાન્તિનો રથ સરસરરર સરકી નીચે પૃથ્વી પર ઉતર્યો.

આ બાજુ કોર્ટમાં શાંતિનું શબ ઉંચકી લઇ જવાની ખટપટ ચાલતી હતી. ચોમેર રોકકળ ને હાય પીટાપીટ ચાલતી હતી. અચાનક એકદમ ભાઇ ઉભા થઇ ગયા ને બોલવા લાગ્યા: હાં સાહેબ—હું શું કહેતો'તો? મારો અસીલ તદ્દન નિર્દોષ છે.

( ૩ )

શાન્તિની પાસે બધું છે—શાંતિ જ નથી. ત્રણ વરસ ! માત્ર ત્રણ જ વરસ ! શાંતિ તો દિન પ્રતિદિન સૂકાતો ચાલ્યો. સગાંવહાલાં ચિંતામાં પડ્યાં. પણ મૂળ કારણ કોઇ સમજી શક્યું નહિ. શાંતિ મનમાં કંઇ કંઇ તાલ રચી રહ્યો હતો. આખર એને એક જુક્તિ સૂઝી. અમદાવાદને નાકે એક મિશન હાઉસ હતું. ત્યાં એક મોટો પાદરી રહેતો હતો. શાંતિ તેની પાસે જઇને હાજર થઇ ગયો. આજીજી કરી બોલ્યો: સાહેબ, મારે ખ્રિસ્તી થવું છે. મને દીક્ષા આપો.

પાદરી તો રાજીરાજી. એને તો શેર લોહી ચઢ્યું: એણે ટપ દઇને શાંતિની સામે પોતાની એક આંગળી ધરી કહ્યું: બોલો, કિટના અંગુલ હૈ ?

"એક જ."

"અડાબડ. અયસા ખુડાબી એક હૈ."

શાંતિ તો જાણે અંજાઇ જ ગયો. સાહેબ ફરીથી કહેવા લાગ્યો. "ટમારા અવટાર કૃષ્ણ, હમારા અવટાર ઇશૂ ક્રિષ્ટ. કોન બડા હૈ ? ડેખો. તુમકો અંક આતા હૈ ?

શાંતિ બોલ્યો: કુછકુછ.

પાસે પાટીયું પડેલું. તે પર સાહેબે લખ્યું.

ઇશૂ ક્રિષ્ટ
— ક્રિષ્ણ
ઇશૂ —

"ડેખો, ક્રિષ્ટક્રિષ્ણ નીકલ ગયા. ઇશૂ બાકી મેં સાબીટ હુવા." ઇશૂ બડા હૈ !"

શાંતિભાઇ ખ્રિસ્તી બન્યા.

જોતજોતામાં ત્રણ વરસ વીતી ગયાં. માગશર વદ આઠેમને હવે ત્રણ દિવસ જ બાકી છે. શાંતિને તાવ આવવા માંડયો. એની વહુ ચંચળે દાક્તરને તેડવા કહ્યું. શાંતિ કહે; ના એ નહિ બને.

પછી બધાં સગાંને ભેગાં કર્યાં. સમજાવીને કહ્યું: જુઓ, કોઇ રડશો મા. કકળશો મા. મારો વખત આવી લાગ્યો છે. ઓસડ વેસડથી લાભ નથી. પણ તમે એક વાત યાદ રાખજો. તે ભૂલશો નહિ. મને નીચે તરત ન ઉતારશો. ચોવીસ કલાક સુધી વાટ જોજો. એમાં ગફલત ન થાય.

મોડી રાત્રે શાંતિભાઇ ટાંડા પડી ગયા.

વળી પેલાજ જમદૂત આવી લાગ્યા. એક બોલ્યો: જોજોરે ભાઇઓ ! એક થાપ ખાધી છે, હવે ભૂલ ન થાય.

બીજો બોલ્યો: હા ભાઇ, ઠીક કહ્યું, આ નથ્થુભાઇને ખાતર આપણા બબ્બે મહિનાનો પગાર તે વેળા કપાઇ ગયો. આ વખતે બરાબર એનો બદલો લઇશું.

પણ શાન્તિભાઇ શાના કંઇ જવાબ આપે ? તે તો જાણે

ભારેખમ થઇને બેઠેલા.

જમલોકમાં રજુ થયા. જમરાજ બોલ્યાઃ ચિત્રગુપ્ત, આની જમે ઉધાર રજુ કર.

શાન્તિ બોલ્યોઃ હજુર, તે થાય તે પહેલાં સેવકની એક અરજ છે.

જમરાજ બોલ્યોઃ ભલે બોલો.

શાન્તિ કહેઃ ધર્મરાજ, આપ તો અંતરજામી છો. આપ તો નક્કી જાણતાજ હશો કે હું હિન્દુ નથી. ખ્રિસ્તી છું. આપ હિન્દુ લોકોના દેવ છો. એટલે આપને ખરૂં જોતાં મારા પર કશો અધિકાર કે હકુમત નથી. આપની હકુમત હિન્દુ લોકો પર પહોંચે. એટલે મારો ન્યાય આપની અદાલત કરીજ ન શકે. માટે મને છૂટો કરવા હુકમ કરો.

જમરાજ ફિકરમાં પડ્યા—ચિત્રગુપ્તને હુકમ કર્યોઃ દેવગુરૂ બૃહસ્પતિને તેડવા મોકલો. મારે તેમની સલાહ લેવી પડશે.

શાન્તિ તરફ જોઇ બોલ્યાઃ ભલે, હાલ તરત તમે પાછા જાઓ. કોણ છે રે ? જાઓ, એમને પાછા મૂકી આવો.

આમ શાન્તિ ફરીથી પાછો આવ્યો છે. હજુ જમરાજાનો ગુંચવાડો ટળ્યો નથી. બૃહસ્પતિની સલાહથી પિતામહ બ્રહ્માની પાસે આખો મામલો રજુ કરવામાં આવ્યો છે. તેમની આજ્ઞાથી ખ્રિસ્તી નરકરાજ પ્લૂટો સાથે પત્રવહેવાર શરૂ થઇ ગયો છે. બીજી બાજુ, વખતે આ રજમાંથી ગજ થાય એમ ધારી હિન્દુ સ્વર્ગના સેનાપતિ કાર્તિક સ્વામીને લશ્કર તૈયાર રાખવા આજ્ઞા અપાઇ છે. વખતે સળગી પણ પડે.

ધન્ય શાન્તિ ! તારે લીધે સ્વર્ગમાં પણ શાન્તિ નથી.*

---

*જર્મન વાર્તાને આધારે

# રાવણની મિજબાની

લંકા નગરીમાં મહા ધમાલ મચી ગઈ છે.

સ્હવારથીજ રાક્ષસ પોરીયાઓએ શહેરમાં છાપાંઓ વેચતાં બૂમાબૂમ કરી મૂકી છે. "તાજું લંકા સમાચાર! લંકા સમાચાર! નંદનવનમાં થયેલું મોટું ધમરોળ! ઇન્દ્રનો મુગટ ઉડ્યો! મેઘનાદનું મહા પરાક્રમ! આજનું લંકા સમાચાર વાંચો."

શહેરની ગલીએ ગલી રાક્ષસ બાળકોએ આવા બૂમરાણથી ગજાવી મૂકી છે.

અલબત્ત મામલો મહત્વનો તો હતોજ—શંકા જેવું ન મળે. ગઈ કાલે રાત્રેજ રેડીઓથી લંકા ખાતે સમાચાર આવી પહોંચ્યા હતા. દર વરસે ડીસેમ્બર મહિનાની શરૂઆતમાં સ્વર્ગ, મૃત્યુ અને પાતાળની મહાપ્રજાઓ વચ્ચે ગિલ્લી દંડાની જબરદસ્ત મેચ રમાતી. અને આટલાં વરસો એમાં મોટામાં મોટા ખેલાડી તરીકેની ચેમ્પીયનશીપ ઇન્દ્રદેવે રાખેલી. પણ આ વેળા તેનો એ ઇજારો તૂટી ગયો. લંકાનો રાજકુંવર મેઘનાદ બે બાંય ચઢાવીને તેની સામે ઉભો અને છેલ્લે છેલ્લે તેણે ગિલ્લીને એવી તો ચકવે ચઢાવી કે સ્વ-

ર્ગના દેવતા દોડતા દોડતા હાંફી ગયા અને એકવીસ જણુ તથા સાત વિકેટથી મેઘનાદે ઇન્દ્રરાજાને ગોથું ખવડાવી દીધું. દેવતાઓના નન્દનવનના મહાવિશાળ મેદાનમાં લગભગ પચાસ પચાસ કરોડ દેવોની મેદની સમક્ષ આ પ્રમાણે મેઘનાદે ઇન્દ્રરાજાનો મુગટ ઉથલાવી પાડ્યો!–દંડો ઝાલવાની તેની હથોટી પરજ આખોય વિશાળ પ્રેક્ષક સમુદાય ફીદા ફીદા થઈ ગયો. શી એની છટા—શું એનું બાહુબળ! ગિલ્લી તો જાણે કહ્યાગરી વહુ પેઠેજ દંડાના ફટકા ખાયા કરતી!

સ્વર્ગમાં એ મેચ ચાલતી હતી તેમ કલાકે કલાકે તેના ખબર મળતાં લંકાના નરનારીમાં પણ જાણે જોમ ઉભરાતું હતું. ટ્રામમાં દબાઇ ચંપાઈ ઓફિસે જતા કારકુન રાક્ષસો ટપટપ લંકા સમાચાર ખરીદી ખોલી વાંચવા મંડી પડેલા. છાપાના ખબરપત્રીએ ગિલ્લીદંડાની રમતનું વર્ણન આબેહુબ કરેલું.

છેક છેવટે લખેલું:

> માલપાણી ઝાપટવાની હરિફાઇમાં તો અત્યાર સુધી આપણી રાક્ષસ કોમે પોતાનું નાક નીચું પડવા દીધું નથી. પણ ગિલ્લીદંડામાં આજે પહેલ પરથમજ આપણે આ ચાંદ મેળવીએ છીએ. કુંવર મેઘનાદે આખા રાક્ષસ કુળનું નામ ઊજળું બનાવ્યું છે. અત્યાર સુધી ઇન્દ્ર ગિલ્લીદંડામાં અજીત મનાતો હતો. પણ આપણા કુંવરે તેને ધપ્પો માર્યો છે ને તેથી કુંવર મેઘનાદને હવે પછી અમે તો "ઇન્દ્રજીત" નામેજ ઓળખીશું. ઇન્દ્રજીતનો ઇલ્કાબ કુંવરને આપવોજ જોઇએ."

રાવણુ રાજાથી આજે હસાઇ હસાઇ જાય. તેનો છોકરો આવો મોટો ડંકો વગાડી દેશ પાછો ફરે છે–તે પ્રસંગ અનુસાર તેને ઝાકઝમાળે સ્વાગત અપાવુંજ જોઇએ. વળી મહારાજાને એવી ઇચ્છા

પણ થઇ કે કુંવર દેશ પાછો ફરે એ પ્રસંગે એક જબરજસ્ત જંગી ખાણાનો ઉદ્યાનભોજનનો કાર્યક્રમ રચવોજ જોઇએ. આજેજ બીનતારી સંદેશા દ્વારા મેઘનાદે કહાવ્યું હતું કે શ્રી મહારાજા ઇન્દ્રદેવે પોતે પોતાનું અંગત વિમાન "પુષ્પક" મેઘનાદને દેશ ફરવા માટે ખાસ આપ્યું ખરૂં; પણ આગલેજ દિવસે તેનો ખાસ હાંકેડુ માતલિ એક અકસ્માતને લીધે ટાંટીઓ ભાંગી બેઠેલો છે, એટલે હજુ ઉપડાયું નથી. દાકતર અશ્વિનીકુમાર આવીને માતલિને જોઇ ગયા છે ને કહ્યું કે બેત્રણ દિવસે માતલિ સાજોસમો થઇ જશે ને પછી તરતજ ઉપડવા માટે વાંધો નથી.

( ૨ )

રાવણ ભારે ધમાલમાં પડયો છે. સ્હવારે ન્હાની સાથે ફક્ત એક ડઝન લાડુ અને પાંચ શેર ચેવડાનો નાસ્તો તેણે કર્યો હતો અને તરતજ પોતાના ખાનગી મંત્રી લંબચર્ણ સાથે તે મસલત કરવા બેસી ગયો. તેમાં—મસલતમાં કેટલોક વખત નીકળી ગયો તેની તેને સુધબુધ પણ ન રહી. તાપ બહુ પડતો હતો. એટલે વચ્ચે વચ્ચે એકેક પીપ બરફશરબત મંદોદરી અવારનવાર મોકલતી હતી તે એકે આંચકે સાફ થઇ જતું હતું. પણ તે મોકલીને રાણીને તો કરમે પસ્તાવાનું જ હતું. કેમકે શરબત વારેવારે પેટમાં જતું હતું. એટલે કેટલીય વાર ઘંટ વગાડવા છતાં રાવણ રાજા નહોતો નહાવા ઉઠતો કે નહોતો ખાવા ઉઠતો; ને અહિં બાપડી મંદોદરીના પેટમાં કુરકુરિયાં કુદાકુદ કરતાં હતાં.

બે દિવસમાં તો આખા બ્રહ્માંડમાં—સ્વર્ગ, મૃત્યુ, પાતાળ ત્રણે મહાલોકમાં બધેય ખબર ફરી વળ્યાઃ કુંવર મેઘનાદના સિંહાદંડાધીશપણા પર રાવણે એક જંગી ખાણાની ગોઠવણ કરી છે. જગતભરનાં જાણીતાં માણસોને એ જંગી ખાણામાં નોતરૂં અપાશે અને ઋષિ મુનિઓ તથા બ્રાહ્મણ

ભુદેવોને સારૂ ખાસ અલગ બન્દોબસ્ત પણ રહેશેજ. તપોવનમાં પણ આની ખબર ઝપાટાભેર પડી ગઇ. કેમકે કણ્વ મુનિની છોકરી શકુંતલાએ હઠે ચઢી બાપ સાથે લડી ઝગડી પોતાની પર્ણકુટિમાં એક રેડીયો બેસાડ્યો હતો. તેને સંગીત સાંભળવાનો બહુ શોખ હતો. એટલે છાપાંઓ આવી પહોંચે તે પૂર્વે એ શકુબા-ઇના રેડીયાજી મારફતે રાવણના મહાભોજન સમારંભ સંબંધે બધી હકીકત માલુમ પડી ગઇ. તે સાંભળી ઋષિઓ તો ભારે મોજમાં આવી ગયા. દુર્વાસા મુનિ હંમેશા ઉકળતા તેલ જેવા દેખાતા. તેનો મિજાજ પણ એ સાંભળ્યા પછી એકદમ બરફના ગચીયાની સાથે સરખાવાય એવો બની ગયો. દિવસભરમાંય તે એકે વાર ગુસ્સે ન થયા; તેમ ન કોઇને તેમણે શાપ પણ દીધો. અષ્ટાવક્ર મુનિ પણ આઠે વાંકાં અંગ લઇને, માલ પાણી ઝાપટીને આનંદે કુદવા લાગ્યા. નારદ મુનિ પણ એ વાત સાંભળી ભારે ગેલમાં આવી ગયા અને કલ્પિત લાડુ તથા કલ્પિત ભજીયાં ખાવામાં એવા મશગૂલ થઇ ગયા કે તેમનો હંમેશનો ભટકભટક કરવાનો મહાવરો પણ વિસરી ગયા. ને પરિણામે તપોવનમાં ઋષિઓ તથા ઋષિ પત્નીઓ વચ્ચે રોજ થતી તકરારો બિલકુલ દેખાઈ નહિ—બધું શાંતમ્ પાપમ્! ઋષિ છોકરાઓએ પણ તે દિવસે મારામારી કરી હાથ ટાંટીયો ભાંગ્યો નહિ. ને પરિણામે ડાક્તર અશ્વિની કુમાર પણ પોતાને દવાખાને હવા ખાતાજ બેસી રહ્યા. બીજી બાજુ દરેક ઠેકાણે દીવેલના વેપારીઓને ત્યાં—ખાસ કરી શુદ્ધ સુગંધિ દીવેલની બાટલીઓ વેચનારાને ત્યાં એકદમ દરોડો પડ્યો. કેમકે રાવણને ત્યાં હાથ મારવા જતાં પૂર્વે પેટરૂપી ગોડાઉન ખાલી કરી નાંખવાના હુકમો દરેક બ્રાહ્મણ જ્ઞાતિના પંચ તરફથી છુટ્યા હતા. અને બીજા કોઇ ઉપાય કરતાં ખાસ ભલામણ દીવેલની કરવામાં આવી

હતી. તેને અનુસાર મુંબાઇ, અમદાવાદ, વડોદરા, પૂના બધે દીવેલની બાટલીઓનો તમામ સ્ટોક સાફ થઇ ગયો !

ધીમે ધીમે મિજબાનીનો દિવસ પાસે આવવા લાગ્યો. કયા દેશમાંથી કોણ કોણ આવશે તેના તાર સમાચાર રોજના રોજ —દિવસમાં બે વાર વધારા બહાર પાડીને પણ પ્રગટ થતા હતા. એવે વખતે અચાનક એક મુશ્કેલીનો મામલો ઉભો થઇ પડ્યો !

મિજબાનીના આગલાજ દિવસની વાત. રાવણ સ્હવારના નાસ્તામાં બે પીપ ચ્હા ગટગટાવી દશ શેર બિસ્કીટ ખાઇને મેઘનાદ છાપ ચોકખા તંબાકુની દોઢ ફૂટ લાંબી બીડી તાણતો આરામ ખુરશી પર બેઠો હતો. એટલામાં તો એકદમ દરવાજા પર ખરરરરરર કરતી ઘંટડી વાગી. ને પછી તરતજ રજા લીધા મૂક્યા વગર રાવણનો મુખ્ય મંત્રી લંબચર્ણ અંદર ધસી આવ્યો. નહિ તેના કપડાંનું ઠેકાણું—નહિ તેના વાળનું ઠેકાણું ને તેનો ચ્હેરો તો ધોળી પુણી જેવો. હાંફતો હાંફતો તે અન્દર આવી પડ્યો. એટલે રાવણ બોલ્યો: કેમ, કેમ, લંબચર્ણ, શું થઇ ગયું ?

"અરે મહારાજ, મહારાજ ! કાલે આપણી મિજબાની થઇ શકશે નહિ. તારીખ પાછી ઠેલવી પડશે."

હજુરના તો એ સાંભળી ડોળા સાતમે આસમાન ચઢી ગયા !

"છટ નોન્સેન્સ ! પછી દુનિયાભરમાં રાવણનું નાક ક્યાં રહ્યું ? બધા અડેખાં બડેખાંઓને નોતર્યાં છે. કોઇ મવાલી બબ્બુસો નથી કે નવરા નથી. બધા કામદારના કકડા છે. હજાર કામ પડતાં મેલી તેઓ આવનાર છે. તેમને છેલ્લી ઘડીએ આમ કરીએ તો પછી બીજી વાર આવશે નહિ. આઠ આઠ દહાડાથી તો તેમના પ્રોગ્રામ ગોઠવાઇ ગયલા હોય છે. તેમને હવે શું મોઢું લઇને આવું કહેવાય ? જા, જા, લંબચર્ણ, એ નહિ ચાલે !"

"તો પછી, મહારાજ, એ લાખ મહેમાનો કોઇ પણ રીતે

બંદોબસ્ત કરવો પડશે. આપણા ખજાનામાં હવે–અત્યારે એક રાતી પાઇ પણ નથી. મિજબાનીના ઠાઠમાઠની પાછળ બધું નાણું ખરચાઇ ગયું છે. એ રોશની, ને ફુલો ને ઝુમ્મરો! ને વાત જવા દો, મહારાજ! પાણીની પેઠે, કાંકરાની પેઠે નાણું ખરચીને બધી તૈયારી કરી છે. શામિયાનો બાંધ્યો, દરેકના ઉતારા માટે ગોઠવણ કરી, અત્તરોનાં પીપોનું ગોડાઉન ભરી દીધું, એક લાખ સોનાની થાળીઓ અને વાટકા બનાવી દીધા. સોનાની આપણી લંકા કહેવાય, અને આપણેજ જ્યારે પેલા બીજાઓ પેઠે કાચની કે રૂપાથાળીમાં જમાડવા નીકળીએ ત્યારે—"

રાવણે તેને પૂરૂં ન બોલવા દેતાં પોતેજ વાક્ય પૂરૂં કર્યું: "ત્યારે વાટકીમાં પાણી લઇને ડૂબી મરવું પડે, બીજું શું? પણ મને નથી લાગતું કે કંઇ બાકી રહ્યું હોય!"

"બરાબર છે. મને પણ એમજ લાગેલું. પણ થાળીઓમાં પીરસવાનું પણ કંઇ જોઇશેને?" લંબચર્ણે ઢંડે કલેજે વાત કરી.

રાવણ જરા અચંબો પામી પૂછવા લાગ્યો: એટલે?

"કેમ વળી? કંઇ શિખંડ, કંઇ બાસુદી, કંઇ જલેબી..."

"હં, તે શું, તેની ગોઠવણ તેં નથી કરી?"

"તે તો કરેલી, મહારાજ! પણ છેલ્લી ઘડીએ વેપારીઓ ફરી બેઠા છે. માલ આપવા ચોકખી ના પાડે છે."

"કંઇ કારણ? શી વાઇ થઇ?"

"નાણાં રોકડ માંગે છે. ખજાનો ખૂટી ગયાની વાત કંઇક ફુટી છે. એટલે કણીયાઓ, મોદીઓ, મશાલાવાળા તમામ ચોકખી ના કહે છે, કે રોકડ કલદાર મળ્યા સિવાય એક ગુણ તો શું, એક નવટાંક પણ અનાજ મશાલો નહિ મળે. કહે છે કે તેમનાં મહાજન પંચોએ બધાઓએ તેવી મતલબના ઠરાવ કરી નાંખ્યા છે. મને ખ્યાલ નહિ કે મારા દિકરાઓ રોકડ માંગશે.

અને ખજાનચી તો કહે છે કે ત્રિજોરીના તળીયામાં સો ડૂબકી મારો તો પણ તમને સાત સવાકા મળે તેમ નથી!"

આ સાંભળી રાવણ ભયંકર વિચારમાં પડી ગયો. લંબચર્ણનું કહેવું ખરૂં હતું. સહેજે લાખ મહોર તો મિજબાનીનાં ખાણપાણી તૈયાર કરવાને માટે જોઇએજ. હવે તે અત્યારે મેળવવી પણ ક્યાંથી?

અલબત્ત, રાવણ ઓર્ડીનન્સ કાઢી બધો દાણો કબજે લઇ શકે તેમ હતું. તેવો વટહુકમ બહાર પાડવાની સત્તા તેણે લંકાના પીનલ કોડમાં રાખી હતી; પણ કમબખ્તી એ હતી કે કોઇ પણ ઓર્ડીનન્સ ઓછામાં ઓછા બે-તેર કલાક વીત્યા પહેલાં અમલમાં ન મૂકાય એવી કલમ હતી. અને આ તો મામલો ૪૮ કલાકમાંજ રાવણનું નાક કપાવી નાંખે તેવો હતો.

અને તે એક—બે—નહિ, પણ રાવણનાં દશેદશ નાક!

તરતજ રાવણ લાંબો હાથ કરી ટેબલ પરથી ટેલિફોન લઇ બોલવા માંડ્યોઃ ૧૭૩૨૩ સત્તર હજાર ત્રણસો ત્રેવિસ.

"......હં! એ કોણ! અલકાપુરી કે?"

"મોટાભાઈ છે કે? હું, રાવણ, લંકાથી બોલું છું."

"મહારાજા કુબેરને માંગો છો?"

"હા, તેમને ઝટ બોલાવો. એકદમ, તાકીદે, તરત, ઝટપટ."

એક મિનિટ રહીને કુબેર દાદા ટેલિફોન પર આવી લાગ્યા. રાવણ ગમે તેવો પણ નાનો ભાઇ કુબેરનોજ ને?

"હલ્લો, હલ્લો, કેમ રે કીકુ?"

રાવણનું ઘરનું લાડનું નામ કીકુ હતું. કુબેર તેને કીકુ કહીનેજ બોલાવતા.

"અરે, જુઓને, મોટાભાઇ...મારે...એકદમ નાણાંની જરૂર પડી છે...બે લાખ મહોર......વધારે નહિ જોઇએ. એકદમ એક

વિમાન ભરીને મોકલી દો......કેમ, નહિ બને ?"

કુબેર બોલ્યોઃ ઠીક, લાગાર ! બે લાખ તો શું, બે હજાર મ્હોર માંગે તોયે આજે તો મળે તેમ નથી......

"પણ કેમ ?"

"મારે ત્યાં ટંકશાળમાં હડતાળ પડી છે. કારીગરો આજ આઠ દિવસથી મ્હોં બતાવતા નથી ! સંચા નવરા પડી રહ્યા છે. અરે, મારે જ જોઇએ છે, નાણું. હડતાળ બહુ સખત છે. પતાવટ કરૂં છું. પણ કંઇ વળતું નથી."

"પેલા નારદીયાની મ્હોંકાણ હશે." રાવણે જરા ચિઢાઇને નારદને છોલ્યા.

"હા, એ સ્તો. બીજું કોણ હોય? લે ત્યારે, એ, મને બૂમ પડી." કહી કુબેર મહારાજ ટેલિફોન પરથી એકદમ દોડી ગયા.

રાવણ પણ રીસીવર મૂકી એકદમ લમણે હાથ દઇને બેઠો.

પણ એટલામાં લંબચર્ણને એકાએક છીંકો આવવાથી તે ઝરૂખામાં જઇને છીંકવા લાગ્યો. ને છીંકી રહેતાં જ બોલી ઉઠ્યો: એ...એ...પેલું કોણ ? આ શું ?

રાવણ પણ આ સાંભળી એકદમ ઝરૂખામાં આવ્યો તો એને એક રમુજી દેખાવ નજરે પડ્યો.

એક અતિશય કદરૂપા ચહેરાનો રાક્ષસ મહેલ આગળથી જતો હતો. તેની આસપાસ હુરિયો હુરિયો કરતું છોકરાંઓનું એક ટોળુંજ જામેલું હતું. રાક્ષસનો દેખાવ જોવા જેવો હતો. તેને કાન ગધેડા જેવા હતા. તેની જીભ એકદમ લાંબી ને બહાર લબડતી હતી. તેની આંખો લાલચોળ હિંગળોક જેવી હતી. તેના શરીરનો રંગ એકદમ સીસમના—અબનુસના રંગ જેવો હતો. તેણે કપડાં પણ ચટાપટાવાળા પહેર્યાં હતાં. ને એને એક લાંબી પૂછડી હતી. આમ એનો આખો દેખાવ રમુજી હતો. તે તદ્દન ગાંડાઘેલા

જેવો રસ્તે જતો હતો અને છોકરાંઓએ તેનો પીછો પકડ્યો હતો. કોઇ તેની પૂંછડી તાણતું હતું. કોઇ ધૂળ ઉડાડતું હતું. કોઇ તાળીઓ ટીપતું હતું. કોઇ જાતજાતની ખીજ પાડી બૂમો મારતું હતું. બચ્ચાંઓનો પણ આમાં દોષ નહોતો—રાક્ષસનો દેખાવજ એવો હતો કે એને જોઇને હરકોઇને હસવું આવે ને ચિઢવવાનું મન થાય. એ તો ઠીક છે, કે લંકા જેવો સુધરેલો દેશ હતો તેથી હજુ વાત કંઇક રસ્તાસર હતી. નહિ તો આવો કદરૂપો માણસ રસ્તે ગમે તેવી વસ્તુ ખાતો ખાતો જાય—ચાટતો ચાટતો જાય તે કોણ સહન કરે !

રાવણની નજર આ આખા દેખાવ પર પડી. એ બુઢ્ઢાને જોતાંજ અચાનક તેનો ચહેરો એકદમ મલકાઇ ગયો. પહેલાં તે ચમક્યો. પણ પછી એકદમ [illegible] મ્હોં મલકી ઉઠ્યું. વધારે ખાતરી કરવા તેણે ટેબલ પરથી પોતાના ચશ્મા આણીને ચઢાવીને પછી દૃષ્ટિરૂપી બાણ ફેંક્યું. એકદમ તેણે લંબચર્ણને હુકમ કર્યો: પેલા છોકરાઓને ભગાડી બુઢ્ઢાને અહિં લાવો.—હાજર કરો.

પેલો જંગલી રાક્ષસ પહેરેગીરની સાથે અંદર આવ્યો—ડરતો ડરતો. કોણ જાણે ક્યાં લઇ જશે ને શું કરશે તેનો તેને ખ્યાલ ન હતો. એના મોંઢા પર દાઢી મૂછનું જંગલ એટલું તો મોટું ઝામેલું હતું કે તેની અંદરથી તે ચશ્માધારી લંકેશ રાવણને ઝટ પિછાની પણ ન શક્યો. પણ બીજી ક્ષણે જ તેણે રાવણને ઓળખ્યો અને તરતજ તે એનાં ચરણોમાં આળોટી પડ્યો.

હવે એ બુઢ્ઢાની વાત કહેવી પડશે. એનું નામ હતું વિકટ-કટાહ. રાવણે એને શા સારૂ બોલાવ્યો, અને રાવણનો ચહેરો કેમ હસી હસી ઉઠ્યો તથા બુઢ્ઢો પણ કેમ તેને એકદમ પગે લાગ્યો એ હકીકત સમજવા સારૂ થોડાંક હજાર વરસ પૂર્વેની વાત કહેવી પડશે.

તે વેળાએ એ વિકટકટાહ હતો રાવણના રસોડા ખાતાનો ઉપરી. તે માત્ર રસોઇજ અચ્છી બનાવી જાણતો, એમ નહોતું. એનામાં બીજો પણ એક ગુણ હતો, અને તે રાવણ રાજાને મીઠો મધ જેવો લાગતો હતો. એ ગુણને લીધે રાવણ રાજાના દિન પ્રતિદિન હજારો રૂપિયા બચી જતા હતા. આ રહી એ ગુણની બીનાઃ–

તે વેળાના રાક્ષસ વર્ગમાં એક રિવાજ બહુ ચાલુ હતો. દાઢી ઉગે તે પહેલાં લગભગ દરેક જણ જઇને બ્રહ્માની ભક્તિ કરતો અને એ "ભોળીઆ રાજા" પાસેથી કંઇ ને કંઇ અચ્છી વસ્તુ પડાવી લેતો. બ્રહ્માજી નર્યા પરમેસરના માણસ. તે બેચાર મિઠ્ઠી મિઠ્ઠી વાતો ને ખુશામત સાંભળે કે તરત પીગળીને ઘેંસ જેવા બની જાય ને બોલેઃ માંગ, માંગ, જે માંગે તે આપું.

બ્રહ્માને સત્તા ભારે વિશાળ હતી. એટલે રાક્ષસો લાગ જોઇને બોલી પડતા કે, "મને અમર બનાવો–મને પૃથ્વીનું રાજ આપો, મને ઇન્દ્રાસન આપો." વગેરે વગેરે. તે વેળા પછી બે આંખની શરમ બ્રહ્માજીથી છંડાતી નહિ. તે તથાસ્તુ અસ્તુ અસ્તુ બોલી પડતા. ને પછી રાખ્ખસદાદાઓ પોત પ્રકાશતા.

વિકટકટાહે એવીજ રીતે બચપણમાં તપ કરી બ્રહ્માજી પાસે માંગેલું કે, "મારે જે વેળા ખાવાની જે ચીજ જેટલી જોઇએ તેટલી ઇચ્છા મુજબ આવીને હાજર થાય."

બ્રહ્માજી તો બોલી પડ્યાઃ તથાસ્તુ.

પણ કલાક અર્ધો કલાકમાં તો સ્વર્ગ લોકથી નન્દનવનનો માળી એકદમ દોડી આવ્યો ને તેણે બ્રહ્માજી આગળ બૂમરાણ કરી મૂક્યુંઃ બાપલિયારે, મારા તો આખા બાગનાં તમામ ફળ સાફ થઇ ગયાં ! આ ધંધો તો પરવડે નહિ. હું પાણી સીંચી સીંચીને મરી જાઉં અને આમ આંખ મીંચીને ઉઘાડતાંમાં એ બધી મારી મહેનતનું ફળ તળીયાઝાટક સાફ થઇ જાય. એ ધંધો

તો પરવડે નહિ. આવું ભયંકર વરદાન તમે આપ્યું તે તો અમારી આખી ન્યાતને દુનિયા અને સ્વર્ગ બંનેનાં પડ પરથી સાફ ઉખેડી નાંખશે.

બ્રહ્માએ માળીને કહ્યું: ધીરો બાપુ, જરા ધારો, હું એવી જુક્તિ લડાવું કે એ વરદાન કાયમ પણ રહે ને છતાં નકામા જેવું રહે.

પછી વિકટકટાહને બોલાવી બ્રહ્માએ એક મંત્ર આપીને કહ્યું: આ તને મંત્ર આપું છું. તે સવા લાખ વાર લાગલાગટ જપશે ત્યારે તારી માંગેલી વસ્તુઓ આવીને હાજર થશે. તેમાં ચૂક્યો તો નહિ થાય.

માળીએ ને બ્રહ્માએ ઘુસપુસ કરી કે મારો વહાલો અનાડી રાક્ષસ આટલી બધી વાર ક્યાં આ જાપ જપી શકવાનો છે? તે તો થાકીને કંટાળી જશે. તેમાં પાક્કું પરમેસરનું નામ!

તો પણ આ વાત રાવણને કાને આવી પડી અને તેણે મનમાં તાલ ગોઠવી વિકટકટાહને બોલાવી પોતાનો મુખ્ય બબ-રચી બનાવી દીધો.

વિકટકટાહને ચાકરી મળી ખરી. પણ ઇન્દ્રરાજાના માળી પરનો તેનો રીસડો હજુ શાંત નહોતો પડ્યો. એક દહાડો તેને તક મળી કે ઉઠાવીને એણે તો પેલાનો કાળીઓજ કરવા માંડ્યો. એ તો અચાનક ઇન્દ્રરાજા ત્યાં આવી ન પડ્યા હોત તો માળી તો સાફ થઇ જાત. પણ ઇન્દ્રરાજાએ આ જોયું કે તે બહુ ગુસ્સે થઇ ગયા અને વિકટને શાપ દીધો: જા, પત્થર થઇને પડ.

વિકટકટાહ ગભરાયો ને રડી પડ્યો. બહુ કાકલુદી કરી; ત્યારે ઇન્દ્રરાજાએ એને શાપનું વાળણુ આપ્યું કે: જા, જા, જે દિવસે તારી જાતનો કોઇ માણુસ મને હરાવી શકશે ત્યારે તું પાછો પત્થર મટીને રાક્ષસ બનશે.

તે દિવસથી વિકટકટાહ રાક્ષસ પત્થર થઇને પડ્યો હતો.

તે એ...કેટલાંય વરસો થઈ ગયાં. તે અત્યારે ઇન્દ્રરાજાને મેઘનાદે હરાવવાથી એકદમ આળસ મરડીને બેઠો થયો અને શહેર તરફ ચાલ્યો.

પણ લંકામાં ફેરફાર ફેરફાર. વિકટકટાક્ષે જોઇ તેને તો હજારો વરસ નીકળી ગએલાં. તે દરમ્યાન તો રાક્ષસ જાતિ કેટલી બધી સુધરીને ચાલાક બની ગઇ. અસલી જંગલીપણું એનામાં રહેવુંજ નહિ. ટ્રામ, ને મોટર, ને રેડીયો ને ટેલીફોન! સાઇકલોની દોડાદોડ ને ઘંટડીઓની ટ્રીગટ્રીંગથી બિચારો ગભરાઇને જાણે પાછો પથ્થરજ બની જવાની તૈયારીમાં હતો. બરાબર એજ વખતે પહેરેગીરે આવીને કહ્યું કે: મહારાજા સાહેબ બોલાવે છે.

અચ્છા.

રાવણ બોલ્યો: ભાઇસાહેબ! તું આવી પહોંચ્યો તે બહુ સારૂં થયું. તારા વિના અહિં અંધારૂં થઇ જવાનોજ ભાસ થતો હતો. જોને, હું એક મોટી મિજબાની આપું છું. સ્વર્ગ, મૃત્યુ, પાતાળ હરેક ઠેકાણેના મોટાંઓ—આગેવાનોની પધરામણી થવાની છે. પણ એટલું બધું તારા વિના કોણ કરે?—એ ફીકરમાં હું પડી ગયો હતો. એટલામાં તો તુંજ પાસો આવી લાગ્યો. એટલે હવે મને ટાઢક વળી. નિરાંત થઇ. મારી બધી મુંઝવણ ટળી ગઈ.

વિકટકટાક્ષ ઘણે વરસે—જાણે ઘોરમાંથીજ ઉઠીને આવેલા જેવો. એટલે કંઇ બરાબર સમજ્યો નહિ. એ વિચારમાં પડ્યો કે આટલાં બધાં માણસ આવવાનાં છે, પછી ખાવાની વસ્તુનો શો ટોટો પડવાનો હતો? તે માણસોનેજ પકડી પકડીને પેટમાં પધરાવી દીધા કે ખાસ્સી ભૂખ ટળી જાય. રાવણે હસીને સમજ પાડી કે ભલા! એ જમાનો હવે જતો રહ્યો. હવે તો ત્રણે ભુવનના માણસ—રાક્ષસ—દેવ—યક્ષ—ગાંધર્વ—કિન્નર—વાનર સર્વ ભાઇચારાથી રહે છે. હવે કંઈ રાક્ષસો માણસોને ખાઇ

જાઇ શકે નહિ. કારણ બંને વચ્ચે સંપીલો વહીવટ ચાલે છે. વિકટકટાહ રાજી તો થયો. પણ બહુ તો નહિજ. માણુસ ને વાંદરા એ બે તો એને ખાસ ભાવતું ભોજન હતું. તેની સાથે દોસ્તી! એ કેમ બને? છતાં ભલે ભાઇ ભલે.

બીજે દહાડે મિજબાની હતી. લંકાનગરીમાં મહા ધમાલ મચી ગઇ હતી. અમલદારોને તો તે દિવસે મરવાની સુદ્ધાં ફુરસદ નહોતી. તેઓ તો આમથી તેમ ભારે દોડધામમાં પડી ગયા છે. તંબુથી મહેલે, મહેલથી સમુદ્રકિનારા પર શામિયાને, શામિયાનેથી ઉતારે, ઉતારેથી ગોડાઉનમાં, ગોડાઉનથી અત્તરશાળામાં; એમ તેઓ જાણે નાસભાગ કરતાજ માલમ પડે છે!

બરાબર સાડા બારનો ટાઇમ થતાં રાવણ વિકટકટાહને લઇને રસોડામાં દાખલ થયો અને તેને કહ્યું: જોરે ભાઇ, હવે તું અહિં બેસીને તારો જાપ ચાલુ કરી દે. બરાબર ૭ વાગે આપણે ભોજન જોઇએ છે; એ કંકોતરીમાં લખેલો વખત છે. એટલે તે પહેલાં તારે તારો જાપ પતાવીને ચોક્કસ થઇ જવું જોઇએ, જેથી ખાણીપીણીના ઢગલા પોણા ૭ વાગે ખડકાઇ જાય. માટે ધ્યાન રાખજે.

"૭ વાગે"નો અર્થ કંઇ વિકટકટાહને સમજાયો નહિ. તેના જમાનામાં ક્યાં ઘડિયાળ હતી? એટલે તે બોલ્યો: વાહ! ફક્ત ૭ વસ્તુથી તે ચાલે? રાવણ રાજાની મિજબાનીમાં ૭જ વસ્તુ હોય? ના ના, હું તો છસો વસ્તુ ખડી કરીશ. આબરૂ ન જાય?

રાવણ હસીને બોલ્યો: ના, ના! ૭ વસ્તુની વાત નથી. એ તો ઘડિયાળમાં ૭ વાગવાની વાત છે.

રસોડામાં એક મોટી ઘડિયાળ હતી તે બતાવી રાવણે કહ્યું: જો, વિકટ! આ બે કાંટા ફરે છે તે જોયા? નાનો કાંટો અહિં આવે (આંગ-

ળાથી છનો આંકડો બતાવીને) અને મોટો કાંટો અહિં (બારનો આંકડો બતાવી) આવે ત્યારે છ વાગેલા ગણાય. તે પહેલાં તારે પરવારી જવું પડશે. માટે તું અત્યારથીજ જાપ જપવા બેસી જા. લે, આ લંબચર્ણ ખાવાનાની યાદી પણ લઇ આવ્યો. જપ સમાપ્ત થતાંજ આ યાદી મુજબ ખાવાનું તારે પેદા કરવાનું છે.

એમ કહી રાવણે લંબચર્ણ પાસેથી યાદી લઇ રસોડાના ટેબલ પર ગોઠવી.

વિકટકટાહે બધું મગજમાં ઉતારી લીધું. પછી બોલ્યોઃ ત્યારે હવે હું અંદરથી દરવાજો બંધ કરીને બેસું છું, જેથી કોઇ મને ખલેલ ન કરે. બારીબારણાં ખુલ્લાં હશે તો મારૂં ધ્યાન જપમાં બરાબર રહેશે નહિ. રસ્તેથી જતા આવતા માણસોને જોઇ મને મ્હોંમાં પાણી છૂટે ને તેમના કોળીયા કરી જવાનું મન થશે. બારીબારણાં બંધ રહેશે તો જપનું કામ રસ્તાસર ચાલશે.

રાવણ હસીને બોલ્યોઃ ભલે ભલે. એમ કર. મને કંઇ વાંધો નથી. અલ્યા, કોણ છે? બધી બારીઓ બંધ કરી દો.

લગભગ સાડા પાંચ વાગ્યા સુધી સમુદ્ર પરનો આલિશાન–જંગીસખાન તંબુ તદ્દન ખાલી હતો. આવનારાં બધાં ભારે ભારે માણસો હતા. તેઓ કંઇ એવા ભૂખ્યા ભિખારીરામ નહોતા કે ખાવાની વાત જાણી કલાક અડધો કલાક વહેલા આવી ગોઠવાઇ જાય અને આગલી બેઠક માટે ધસારો કરે. એટલે પોણા છ વાગ્યા ત્યારેજ લંકાનું આકાશ ઘેરાઇ ગયું, હજારો વિમાનો–એરોપ્લેન, ઝેપલીન ત્યાં ઝપાટાબંધ ભેગા થઇ ગયાં. પાંચ દશ મિનિટમાં તો નોંતરેલા મહેમાનો વડે આખો શામિયાનો ચિકાર થઇ ગયો. સ્વર્ગ, મૃત્યુ, પાતાળમાં કોઇ બાકી નહોતું. ઇન્દ્ર, કુબેર, દુર્યોધન, વાસુકિ, બલિ, નારદ, દુર્વાસાઃ નામ તે કોનાં દેવાં ને કોનાં ન દેવાં? બધાજ ભારે કામગરા જણાતા હતા. અવાર-

નવાર વાતચીત કરતા, વળી પાછા કાંડા પરની ઘડિયાળ જોતા, તો વળી વચ્ચે વચ્ચે ગજવામાંથી ડાયરી કાઢી તેમાં ડોકીયું કરી પાછા ઘડિયાળની સલાહ લેતા. હજુ કોને, હવે પછી ક્યાં કયા કામે જવાનું છે તેનીજ અને ભવિષ્યમાં ક્યાં ક્યાં કયા સમારંભો, ઉત્સવો, મેળાવડા, ઉદ્દ્ઘાટન સમારંભો, ધારાસભાઓ, પાર્લામેંટો, વ્યાખ્યાનો છે તેનીજ વિશેષે કરી વાતચીત સંભળાતી હતી. રાવણ અને મેઘનાદ બધાને હસી હસીને આવકાર આપી બેસાડતા હતા અને દરેકની સાથે હસ્તધૂનન કરતા હતા. લંબચર્ણને હવે બહુ ફિકર નહોતી. વિકટકટાહ આવી ગયો, એટલે હવે તેને ખાતરી હતી કે બરાબર છને ટકોરે તે આમંત્રિત મહેમાન મંડળીને જમવાના શામિયાનામાં ખુશીથી લઈ શકશે.

છમાં પાંચ મિનિટ બાકી હતી. હવે તો વિકટના જપ પૂરા થઇ ગયા હશે ધારી અમલદારોનાં ટોળાં રસોડા તરફ દોડયાં. પણ હજુ બારણાં ખુલ્લાં ન હતાં. વિકટકટાહનો જપ પૂરો નહોતો થયો કે શું ? બધા અકળામણમાં પડયા. એટલામાં કડીંગ કડીંગ છના ટકોરા એકી સાથે લંકાનાં ત્રણ હજાર ટાવરોમાં થયા. હવે તો વાટ ક્યાં સુધી જોવાય ? ક્યાં સુધી બેસી રહેવાય ? વિકટકટાહનું તો જાણે રૂંવાડુંય હાલતું હોય એમ નથી લાગતું ! પણ કરવું શું ?

ઉપાય બીજો નહોતો. દરવાજા ધમાધમ ઠોકવા માંડયા. અંદરથી જવાબ આવ્યો: અરે ભાઇ ! થોભ, થોભ જરા. ઉતાવળ ન કર. હમણાં મારાથી દરવાજો ખુલે તેમ નથી. તેમ કરવા જાઉં તો છ વાગી જાય !

એ શું લવારો ? લંબચરણે એક લાત વડે દરવાજાના ભુક્કા ઉડાવી દીધા. અંદર જઈ જુએ છે તો પેલી

મોટી ઘડીયાળનો કાંટો પાંચ ને ઉપર અઠ્ઠાવન મિનિટે આવતાં વિકટે કાચ ફોડી તેને પોતાની હથેળી વડે સપ્પટ દબાવી રાખ્યો છે અને પોતે પટપટપટપટ મોંઢેથી મંત્ર બોલ્યો ચાલ્યો જાય છે. અમલદાર વર્ગ અંદર આવી પડતાં તે હસીને બોલ્યોઃ તમે ગભરાશો નહિ. જ્યાં સુધી મારા મંત્ર પૂરા નહિ થાય ત્યાં સુધી હું છ વાગવા જ દેવાનો નથીને! જુઓને, આ કાંટોજ પકડી રાખ્યો છે–શી મકદૂર એની, કે જરા પણ ચસે! એ તો જરા બપોરને વખતે મને ઝોકું આવી ગયું ને લહેરમાં ઉંઘી ગયો. તેથી જપ કરવા બેસવાનું મોડું થયું. એકાદ પહોરમાં તો જપ સંપૂર્ણ થઇ જશે. એટલે તમારે ફીકર જ ન કરવી. જુઓ, કોઇ જઇને મહારાજાને કહેજો કે ફીકર ન કરે. જપ પૂરા થાય નહિ ત્યાં સુધી છ વગાડવાની મકદૂર જ ઘડિયાળની નથીને! હું કંઈ કમ બમ છું!

ઓય મારા બાપલિયારે–સંબચણ તો બૂમ મારીને માથે હાથ દઇને ત્યાંજ બેસી પડ્યો! તેની બધી મહેનત પર પાણી ફરી વળ્યું હતું!

એ બૂમાટો કાને પડતાં ખૂદ રાવણ પોતે ત્યાં આવી લાગ્યો. હકીકત સમજતાંજ તેની આંખો તો ધગધગતા અંગારા જેવી બની ગઇ. તેને એવી તો દાઝ ચઢી કે એક મુક્કો મારી વિકટ-કટાહનું નાકજ છુંદી નાંખું. પણ આફતને વખતે એમ મગજ ગુમાવી બેસવાથી ઉલટી મુશીબત વધે છે એ એને યાદ આવ્યું. ને જેમ તેમ મિજાજ શમાવી દઇ એ દોડતો દોડતો શામિયાને પહોંચ્યો.

મહેમાનો તો બધાય હાથ પરની ઘડીયાળોમાંજ જોયા કરતા હતા. લેવાઇ ગયેલ ચહેરે—રડમસ વદને રાવણને ત્યાં આવી પહોંચેલો જોઇ સૌ એકદમ તેની આસપાસ ફરી વળ્યા.

રાવણે બધી હકીકત નિખાલસ દિલે કહી દીધી. ન કહે તો જાય પણ ક્યાં?

અર્જુન, કૃષ્ણ વિગેરે બે ત્રણ પાશેરીયા બોલી ઉઠ્યાઃ ઓહોહો! તેમાં થઇ શું ગયું? જમવાનું એ તે કંઇ મોટી વાત છે? અમે કંઇ જમવાને ખાતર થોડાજ આવ્યા હતા? એ તો ઠીક છે. ચાર–જણાંને મળાય–મૂકાય, વાતો થાય–આનંદ! આપ કોઇ વાતો મુઝાશો માં! વગેરે.

માત્ર નારદ અને ઇન્દ્ર બે મ્હોં લુછવાને બ્હાને મોંઢા પર રૂમાલ ફેરવતા જણાયા હતા! ખડખડ હસાઇ પડે તો પંચાત થઇ જાય એ મોટી બ્હીક હતી.

પણ જમવાને ખાતર થોભવાનું તો કોઇથીજ બને તેવું નહોતું. કુબેરને ત્યાં હડતાળ હતી. એટલે તે તો બહુજ ઉતાવળમાં હતો. જમરાજાને તો મિનિટે મિનિટે ચિત્રગુપ્ત તરફથી બીન-તારી સંદેશા આવ્યાજ કરતા હતા. અને રાતના નવ પહેલાં તેમણે પોતાના રાજમાં પહોંચી ગયા સિવાય છૂટકો જ નહોતો. સાડા આઠે નારદ મુનિનો ત્રિચિનાપલ્લીમાં વીણાવાદનનો જલસો હતો અને એવા મોટા "કુળ"ને ત્યાં તે ન જાય તો નવનું સાડીતેર વેતરાય તેમ હતું. સાડા સાતે યુધિષ્ઠિરે પોતાને ત્યાં સોગઠાબાજીની મેચ રાખેલી હતી. એટલે તેને પણ થોભવાની ફુરસદ નહોતી. ને સૂર્યને તો અડધા પોણા કલાક પછીજ અમેરિકા જવાનું હતું. ત્યાં હવે રાત પૂરી થવા આવી હતી અને અજવાળું કરવાનું હતું. ન કરે તો એડીસન વગેરે પંડિતો તેનો જીવ લેવાને વાઘ જેવા બેઠા હતા–કઇનું કંઇ કરી મૂકે!

પન્દરેક મિનિટમાં તો પાછું લંકાનું વાદળ વિમાનોમાં ઘેરાયું ને સાફ થઇ ગયું. સૌ પોતપોતાનાં વિમાનોમાં બેસી ઉડી ગયા.

ન ઉઠ્યા–ન ઉઠ્યા કેવળ બ્રાહ્મણો અને ઋષિઓ! તેમને

કશી "શેકાણુ" નહોતી. જે હતી તેય ખાવાને લગતીજ હતી. એટલે આ યે સરખું ને તે યે સરખું હતું. ને વધારામાં તેમણે સ્પષ્ટ કહી દીધું કે જમાડાય તેમ ન હોય તો અમને દિવેલનો થયેલો ખર્ચ ભરપાઇ કરી આપો. નહિ તો અમે દાવો કરીશું.

રાવણ એક હાય મારી સોફા પર લાંબો થઇને પડ્યો, ને લંબચર્ણને કહ્યું: અલ્યા લંબુસ ! પિનલ કોડ (ફોજદારી કાયદાનું પુસ્તક) લાવ.

વિકટકટાહ પર કઇ કલમો લાગુ પાડવી અને કયા કયા ગુનાહમાં તેને લેવો તે રાવણ જાતેજ જોવા માંગતો હતો.

ગરીબ બિચારાં રાવણનાં દશ નાક !



# ચિનાઈ ચાતુરી

ચા-ઓ-સી ભારે આફતમાં આવી પડ્યો હતો. એનાં ખેતર તો જાણે ફૂલેફૂલે, ધાન્યે લચી લચી જતાં હતાં, એના ચ્હાના બગીચા તો ભરપુર પાકથી ખુબ મઘમઘી રહ્યા હતા, એના રેશમના કીડાઓનો ઉછેર સૌથી સરસ ગણાયો હતો. દેશમાં આ વરસે તો એના જેવો રેશમનો ફાલ બીજા કોઈનોય નહોતો. અરે, ખુદ ચીની સમ્રાટના હસ્તાક્ષર વડે લખાયેલી એક ચિઠ્ઠી ચા-ઓ-સીના ભાગ્યશાળી કરકમળોમાં આવી પડી હતી કે, "સો વરસનો થજે અને દેશના આનંદમાં અને સૌભાગ્યમાં વૃદ્ધિ કરજે." ખુદ સ્વર્ગીય સામ્રાજ્યના શહેનશાહનો ચા-ઓ-સી પર આવો આશીર્વાદ !

ને આ બધાયથી ચઢી જાય એવી એના પરમ સુખની પરાકાષ્ઠા તો હજુ હવે આવે છે; એનો કટ્ટો દુશ્મન પિ-કાંગ, ચા-ઓ-સીનો પાકો વાદી એનું ભયંકર અપમાન કરનાર પિ-કાંગ હમણાંજ થોડા દહાડા પર કોઈ ખૂનીને હાથે ટુકડે ટુકડા થઈ માર્યો ગયો હતો—ને એના રાઈ રાઈ જેવા ટુકડા ખુદ ચા-ઓ-સીએ પોતે—પોતાની સગ્ગી આંખે જોયા હતા !

પણ સૌ કોઇ પૂછશે—ને પૂછેસ્તો, કે આમ છતાં ચા-ઓ-સી એવી તે વળી શી આફતમાં આવી પડેલો? આવા સુખી માણસને તે વળી બીજી આફત શી?—કળવું મુશ્કેલ તો ખરૂં જ.

છતાં આફતનો—કારમી આફતનો કાળ હતો એમાં શંકા નહોતી.

નહિ તો વળી ફો જેવા વિકરાળ દેવની માટીની પ્રતિમાને એ ડોકરે મારી ફોડી નાંખવા જેવો હુકમ કરે? ફોની પ્રતિમા એમ ભાંગી તૂટી ને ધૂળમાં રોળાઇ.

ચા-ઓ-સીએ પોતાના ઘરડા રસોઇયાને ખૂબ જ ધમકાવ્યો. બિચારાનો વાંક કંઇ નહોતો. એણે રાંધેલું તો એવું સરસ કે બધાય મહેમાન વાહ વાહ પોકારી ઉઠ્યા હતા.

અરે એક પ્યાલો સુંદર મઘમઘતી ચા પણ એણે ઢોળી દીધેલી, એટલે સુધી કે એનો પાળેલો લાડકવાયો વાંદરો લાડ કરવા આવ્યો—ગેલ કરવા લાગ્યો, ત્યારે તેને પણ ચા-ઓ-સીએ હડસેલો મારી કાઢી મૂક્યો!

ચા-ઓ-સીના ત્રણે મહેમાન ઘરમાં પલાંઠી વાળી નિરાંતે બેઠા હતા. ખાવા પીવાનું કામ પતી ગયા કેડે તેમને ઉદ્દેશી ચા-ઓ-સી બોલ્યો: "ભાઇઓ, આપ્તજનો. આપ સૌ જાણો છો, કે હું મારા દીકરાને મહા મહિમામય ઇશ્વરપ્રતિમાસ્વરૂપ શ્રીમાન શ્રી સમ્રાટનાં ચરણોમાં રજુ કરવા ઇચ્છું છું."

સમ્રાટનું નામ સાંભળતાં જ—બોલતાં જ, વક્તા, શ્રોતા, સૌએ લળી લળીને માથું નમાવ્યું—ઉતાવળા પડતાં સહેજમાં જ બચ્યા; ને વાંદર મામો પણ બરાબર એ અભિનય કરવા ગયો તેથી તેને ત્યાંથી નસાડી મૂકવામાં આવ્યો.

ચા-ઓ-સીએ આગળ ચલાવ્યું: મારો દિકરો ટિ-કુ માણસાઇમાં આવતો જ નથી. એને મેં કેળવણી તો રૂડી પેરે આપી. તોયે કંઇ પત્તો લાગતો નથી. ૧૮ વાર ઝૂકીઝૂકીને બાદ-

શાહી સલામ કેવી રીતે કરવી તે એને આવડતું નથી. આપણા સભ્ય ને સુવિવેકી સમાજના સનાતન નિયમોનો રજ માત્ર ખ્યાલ એને નથી—આપણી અવિચળ રીતભાતો એ સહેજ પણ સમજતો નથી. જુઓને, આ લિંગ–સેની દીકરીવાળી જ વાત. આવી રૂપાળી છોકરી, જેને ફુલપગલે બદામ ખરે, કાજુ ખરે,—તેને પરણવાની પણ એ મૂરખે ના પાડી! ને સૌ કરતાં ખરાબ તો હજુ બાકી છે. તમે સૌ સાંભળીને મુંગા મંતર બની જશો, કે જ્યારે ચાંગ–હોએ એને દ્વંદ્વ યુદ્ધનો પડકાર કર્યો, અને કહ્યું કે "તું તો બાયલો છે, તારામાં આપઘાત પૂરતી, પોતાની છરી પોતાના પેટમાં ખોસવા પૂરતીય હિંમત નથી," ત્યારે, એવા આકરા શબ્દો સાંભળવા છતાં ટિ-કુ આગળ ધપ્યો નહિ અને ચાંગ–હોએ તો ફટ દઇને કહ્યું તે કરી દેખાડયું; પોતાના પેટમાં પોતાની પાળી ખોસી દીધી અને ત્યાં ને ત્યાં સ્વર્ગે સંચર્યો. આથી કારમી કાળી ટીલી બીજી શી હોઇ શકે? હવે કુટુમ્બની પુરાણી પ્રતિષ્ઠા અને ઇજ્જત જાળવી રાખવા માટે મારે શો ઉપાય કરવો ઘટે, એનો વિચાર આપ સૌ કરો. એ તોડ મને કાઢી આપો. આપ જે કંઈ નક્કી કરશો, તે પ્રમાણે હું વરતીશ.

મહેમાન મંડળમાં જેની સૌથી વધારે ઉમ્મર હતી તેણે કહ્યું: પહેલાં તો ટિ-કુને તમારે કાઢી મૂકવો જોઇએ; એ તમારો દીકરો નથી એમ જાહેર કરવું જોઇએ.

બીજાએ સૂચના કરી: અમે પાંચ તમારાં સગાં છીએ, તેમની વચ્ચે તમારે તમારી મિલ્કત વહેંચીને આપી દેવી જોઇએ.

ત્રીજાએ નરમ ઘેંસ જેવી સલાહ આપી: આપણે સૌ એક જ અસલી ખાનદાનના નબીરા છીએ. તમારા દીકરાના કુવર્તનથી અમારૂં—આપણા સૌનું મ્હોં કાળું થયું છે. એના પ્રાયશ્ચિત તરીકે તમારે ગળે ફાંસો ખાઇને આત્મઘાત કરવો એ જ ઉચિત

છે. નહિ તો, આપણા ખાનદાનનું કલંક ધોવાશે નહિ.

આવી સલાહ આપીને સગાંઓ તો વિદાય થયાં. પછી એમને બોલાવી આણી, એમની આ પરમ સુંદર સલાહ સૂચનાઓ માંગવા માટે ચા-ઓ-સીને મનમાં ને મનમાં ખૂબ પસ્તાવો થયો.

સાંજે પોતાની નાની વહુ ટિ-યાન પાસે તે જઈ પહોંચ્યો. હાથમાં હાથીદાંતની એક સુંદર, રઢિયાળી, નક્ષીકામવાળી પેટી લઈને ચા-ઓ-સી ટિ-યાન પાસે રજુ થયો.

ટિ-યાને મ્હોં મલકાવ્યું. પેટી જોઈ મનમાં રાજી થઈ. તેણે પૂછ્યું: "મારે માટે કશીક ભેટ આણી છે શું ?"

ચા-ઓ-સી કહે: 'હા. એવી સરસ વસ્તુ છે કે તે જોઈ તું આનંદ—દિંગમૂઢ થઈ જશે. હરખે મુંગીમંતર થઈ જશે.'

ટિ-યાન એ જોઈ એકદમ આતુરતાના ઉભરામાં આડી પડેલી હતી તે બેઠી થઈ ગઈ. ચા ઓ-સીએ બિછાના પર પેલી પેટી મૂકી, અને કહ્યું: 'તું આદર્શ અંગના છે અને એ રીતની તારી કીર્તિ ઈતિહાસમાં કાયમ અમર રહે, તારૂં ગુણ-વર્ણન સ્વર્ગીય સામ્રાજ્યમાં સૌને મોંઢે વસે એવી તજવીજ હું કરવા ઈચ્છું છું. આપણા પુરાણા કુળની સનાતન ઈજ્જત અતૂટ રાખવા માટે એક બલિદાનની જરૂર છે. મને તો આપણા મહામહિમામય સમ્રાટશ્રીએ પત્ર લખીને જણાવ્યું છે કે તારે ખૂબ જ લાંબું જીવવું. એટલે હું હાથે કરીને એમનો બોલ છાંડું એ કેમ બને ? હું આત્મઘાત કરૂં, તો એમનો બોલ પાછો પડે, ને તેથી એમનું અપમાન થાય: એટલે એ ગૌરવભર્યાં કામનો ભાર હું તારા ઉપર નાંખવા માંગું છું. આ રૂપાળી પેટીમાં એથીયે રૂપાળી એક રેશમની રસી છે. તેની ફુલમાળા ગળે પરોવી તું આ લોકમાંથી સ્વર્ગે સંચર, અને આપણા કુળની ઈજ્જતનું રક્ષણ કર.'

ટિ-યાન ભારે બીધી ને કહેવા લાગી: 'પ્રભુ, આપની

આજ્ઞા સુયોગ્ય છે. પણ હું તો બહુ બ્હીકણ છું. જાતે કરીને મારાથી મારો પ્રાણ લેવાનું કામ નહિ બની શકે.'

ચા-ઓ-સી ટિ-યાનને શાંત પાડતાં, સાંત્વન દેતાં બોલ્યો: ડરીશ માં. તારે એકલાને હાથે એ કામ ન બને તો ઘરડા રસો-ઇયા કિ-નેને મદદમાં લેજે. એ તને મદદ કરશે.' આમ કહી ચા-ઓ-સીએ ત્યાંથી પ્રયાણ કર્યું. એ બહાર ગયો.

ટિ-યાને ઘરડા કિ-નેને બોલાવી મંગાવ્યો. અતિશય ડરતો ડરતો તે હાજર થયો.

ટિ-યાન બોલી: કિ-ને, તારે હવે આરામની જરૂર છે.'

કિ-ને આંખો ચોળતો ચોળતો બોલ્યો: 'મને રાત્રે બરાબર ઊંઘ જ નથી આવતી.'

ટિ-યાન બોલી: 'તેં અમારી ખૂબ સરસ સેવા બજાવી છે. એથી પરલોકમાં તારે માટે અતિશય સુંદર પારિતોષિક નક્કી થયું છે ને તે લેવા તું જરૂર આતુર બન્યો હશે.'

કિ-ને બોલ્યો: 'શ્રી બુદ્ધદેવે મારે માટે શી વ્યવસ્થા કરી છે, તે હું નથી જાણતો, બાઈ સાહેબ.'

ટિ-યાન કહે: 'તે જો, તને મેં એક કામે બોલાવ્યો છે. મારા સ્વામીનાથના આદેશને લીધે ગળે રેશમી રસી રૂપી ફૂલમાળી વિંટાળી મારે સ્વર્ગે સંચરવાનું છે. પણ તદ્દન સાથ સંગાથ વિના, એકલવાયાં જતાં મને અકળામણ થાય છે. કેવી રીતે જવું તે સમજાતું નથી. તું પણ મારી સોબતમાં ચાલ. એ ઠીક પડશે. એકાદ પણ જાણ-પિછાણના વિશ્વાસુ માણસનો સાથ હોય તો જ ઠીક પડે ને? વળી અહિં પણ તારા શેઠને તારાથી જરાએ એવો સંતોષ નથી. જો ને, હમણાં જ તે દિવસે રસોઇને ઠેસ મારેલી. પછી અહિં રહીને શું કરવું હતું?'

કિ-નેની તો બિચારાની ઝીણી ઝીણી આંખો ભયની

મારી પહોળી થઈ ગઈ. ટિ-યાન બોલીઃ વિચાર કરી જો. ત્યાંજ ઠીક પડશે. જો તારી ખુશી હોય તો આ રેશમી રસીની ફુલ-માળા ગળે વીંટાળી સ્વર્ગે સંચર—ઝુલી પડ. હું યે ઘરેણાં ગાંઠાં લઇ આવું છું ને પછી રેશમી ફુલમાળા સજીશ.

કિ-ને કશું બોલતો નથી જોઇ ટિ-યાને પેટીમાંથી રેશમની રસી કાઢી તેને ગળે વીંટાળી આપી. પછી તે બોલીઃ 'આ બારીની બહાર જઈ વાંસડા પર ઝુલી પડ. હું યે આવી જ સમજ.'

કિ-ને ઓરડામાંથી બહાર નીકળવા જતો હતો એટલામાં બહાર ઓટલા પર કંઇક અવાજ સંભળાયો.

'અરેરે, પેલો વાંદરડો ઉલટ્યો' કરતો કિને એ તરફ દોડ્યો. તે વેળા એના મનમાં વિચારની દોડાદોડ ચાલતી હતી કે બે કારણોને અંગે મારે આત્મઘાત કરવો ઉચિત નથી. એક તો એ, કે એકવાર મરી ગયા પછી ફરી જનમું કે કેમ તેનું કંઇ ઠામ ઠેકાણું ન મળે. બીજું મેં શેઠના હુકમથી ફો દેવતાની પ્રતિમા તે દહાડે ઠેસ મારી ફોડી નાંખી. પરલોકમાં તેને હાથ હું પડ્યો, તો તે મારા પર સજ્જડ વેર લીધા વિના નહિ રહે. ના રે ભાઇ, એ કામ આપણું નહિ—સરગે જવા બવાનું. આપણે તો અહિં છીએ તેજ ઠીક છીએ. આમ વિચારતો વિચારતો પેલી રેશમી રસી ગળામાંથી કાઢીને નાંખી દઇ તે આગળ ચાલ્યો.

બહારવાળો અવાજ વાંદરાનો લાગેલો, પણ ખરૂં જોતાં તે બિચારાનો કશો વાંક ન મળે. ચા-ઓ-રીના ગુણીઅલ દીકરાજી ટિ-કુ ભાઇનાં એ તો પરાક્રમ હતાં. તે પોતાના બાપની લોખંડી ત્રીજોરી ખોલીને કિંમતી હીરા મોતીની ચોરી કરી રહ્યો હતો—તેનો જ એ અવાજ. પાસેજ ખુલ્લી બારી હતી, તે નીચી હતી ને તેમાંથી બહાર બાગમાં નીકળી ચાલ્યા જવાય તેમ હતું. ટિકુએ એક ખાસ્સી મોટી તાસક હીરા મોતીથી ભરચક તૈયાર

કરી હતી. મણિમુક્તા એ તાસકમાંથી ચકચક કરી રહ્યાં હતાં.

કિને ઘણા જૂના જમાનાનો ચાકર રહ્યો. આ મામલો જોઈ તે ખૂબ ગુસ્સે થયો અને ટિ-કુને વઢવા લાગ્યો: 'અરે, પાપી ! બાયલાપણાને લીધે બાપદાદાનું નામ બોળી માર્યું—તેને કપાળે કાળી ટીલી આણી ને વળી હવે આ બદમાશી !'

ટિકુ બોલ્યો: અરે, ચૂપ, ચૂપ ! કોઇ સાંભળી જશે.

પણ કિ-નેની જીભને એક વાર ચાવી મળી, પછી તે અટકે શાની ? તે તો વધારેજ જોશભેર બૂમો પાડવા લાગ્યો.

આથી ટિકુ ખૂબ ભડક્યો. તે બોલ્યો: 'ઠીક, ઠીક, જા, મેં બધી વાત સાંભળી છે. રેશમી રસી મને આપ. કુળને કપાળે જે કલંક મેં આણ્યું છે તે ભુંસવા માટે મારે મરી જવું એજ ઉચિત છે.'

કિ-નેને એ વાતમાં વાંધો નહોતો. તે બોલ્યો, ભલે. તેણે ઝટપટ પેલી દોરી આણીને ટિ-કુને ગળે વીંટાળી આપી. દોરીનો એક છેડો બારી પાસેના વાંસડા પર બાંધી ઝૂલી પડવા માટે ટિ-કુ ચાલ્યો. પણ પહેલાં તો તેણે પેલી તાસક—મણિમોતીભરી તાસક ખાંધે લઇ લીધી. કિ-નેને તે પ્રત્યે અજાયબીથી નીરખતો જોઇ તે બોલ્યો: 'મારે લાંબો પંથ કાપવાનો છે. એટલે ખરચાપાણી માટે તો સાથે થોડું ઘણું જોઈ એજ ને ?'

કિ-નેને એ વાત પર ભરોસો ન બેઠો. છતાં થવાનું હોય તે થાઓ કરી તે કંઈ બોલ્યો નહિ. ટિ-કુ બારી પર બેસી જઇ બોલ્યો: 'તું અહિંથી ચાલ્યો જા. મારૂં છેલ્લી વખતનું દરદ જોવાથી તારી આંખો ફાટી જશે.'

કિ-ને સીડી પરથી નીચે ચાલ્યો ગયો. તે બાગમાં જવા જતો હતો તે વખતે દરવાજો ઉઘડવા દેવાનો ખખડાતો અવાજ અને સાથે સાથે મૃત્યુની ચીચીયારી પણ સંભળાઇ. કિ-નેને પહેલાં તો વહેમ પડ્યો. રસી પર ઝૂલી પડવાનો દેખાવ કરી

છોકરો છેવટે દોઢીયા પાણી લઇ અગિઆરા ગણી ગયો કે શું?

ત્યાંથી નજર કરી તો બારી પર કોઇનું શરીર ઝુલતું તેણે દીઠું. નીચે જમીન પર પણ કંઇક હાલતું ચાલતું પોટલું પડયું હતું. પણ કિ-નેની નજર તેના પર પડી નહિ—તેને એ સમજાયું નહિ.

ગમે તેમ, પોતાનાં હાથ માથું ડોલાવતો તે બોલ્યોઃ 'જવા દો રે જવા દો. પાપીયો પરવારી ગયો. હવે ટિ-યાન બાઇસાહેબને સરગે જવાનું એકલવાયું નહિ લાગે, સંગાથ સારો છે.'

કિ-ને તો ખાસ્સો પહોંચ્યો પોતાને ઓરડે, રસોડામાં. ને લહેરથી અફીણની લહેજત ઉડાવી ઝોકા ખાતો પડયો.

બીજે દિવસે સવારે ચા-ઓ-સીને ઘેર સગાંવહાલાંનું ઝુંડ ભેગું મળ્યું. સૌએ ધોળા વાગા સજેલા, ચીનમાં શોકની નિશાની જ એ. સૌ કોઇ ચા-ઓ-સીના મૃતદેહને છેલવેલ્લું નજરાણું દેવા આવેલા. પણ જ્યારે ખુદ ચા-ઓ-સીજ ધોળાં કપડાં પહેરી ગંભીર ચહેરે તેમની સામે આવી રજુ થયો ત્યારે બધા અજાયબીથી મુંગામંતર બની ગયા!

એક જણ ઘણો ગુસ્સે થઇ બોલ્યોઃ 'અરે વાહ! તમે જીવતા છો? અરેરે, આપણા કુળની ઇજ્જત આખરે ગઇ જ!'

ત્યારે ચા ઓ-સીએ બધી વાત વિગતવાર કહી. સમ્રાટે એને ખૂબ લાંબું જીવવા આજ્ઞા કરેલી. તે આજ્ઞા તોડીને મરાય કેમ? બાઇને—પત્નીને કહેલું. તે ડરની મારી મરી ન શકી. બુઢ્ઢા કિ-નેથી યે એ શુભ કામ ન થયું. પણ છેલ્લે ખુદ ગુન્હેગાર છોકરો ટિ કુ પોતે જ જાતે સ્વેચ્છાપૂર્વક રસીએ લટકી આત્મઘાત કરી ચૂકયો છે ને એમ કરી તમામ ખટપટ મિટાવી ગયો છે.

સગાંવહાલાંએ ખૂબ લાંબો વખત રકઝક ચર્ચા લલચાવીને પછી નક્કી કર્યું કે કંઇ નહિ, ટિ-કુ મર્યો એટલે ચાલશે.

પછી ચા ઓ-સીએ સગાંઓને કહ્યું, 'ચાલો બાગમાં જઇએ.

હજુ કોઇ ત્યાં ગયું નથી. આપણે દુર્ભાગી ટિ-કુનો મૃત દેહ ઉતારી આણીએ.'

બધા હારબંધ તેની પાછળ પાછળ ચાલ્યાં. પણ જ્યાં શબ ઝુલતું હતું તે ઠેકાણે જઇ પહોંચ્યા તો તો બધા સ્તબ્ધ જ થઇ ગયા! રેશમની રસી ગળે લગાવી એક શરીર ઝુલતું'તું ખરૂં. પણ તે માણસનું ન્હોતું. માણસના બાપદાદાનું હતું!

ચા એો-સી વિસ્મય પામી બોલ્યો: 'આ મારો છોકરો ન હોય.' કિ-નેને બોલાવી આણ્યો. તેણે આવીને કહ્યું: મેં પોતે મારી સગી આંખે ટિ કુને ગળે રસી વીંટતો જોયો છે. આપણો બાંદરો તમારા દીકરાનો વેશ ધારણ કરી ચાલ્યો ગયો ને અહિં પોતાનું શરીર મૂકી ગયો છે. કંઇ પણ જાદુ મંતર માયાજાળ ચાલતી લાગે છે. હં, બરાબર! આ તો ફ્રૌ દેવતાની તરકીબ હશે. તેમની મૂર્તિ તમે ફોડાવી નાંખેલી. તે વેર લેતા હશે.'

ટિ-કુ મરી જાય તો ચા-એો-સીનો વારસો સગાંઓનેજ મળે. કેમકે ચા-એો-સીને બીજા બચ્ચાંકચ્ચાં નહોતાં. સૌ સગાં એકી સાથે એકે અવાજે બોલી ઉઠ્યાં: 'ના, ના એવું ન હોય. આ તો ટિ-કુજ છે. જુઓને, એનો ને એના બાપનો ચહેરો કેવો મળતો આવે છે!'

ચા-એો-સી ગુસ્સે થઇને બોલ્યો: 'મારો ચહેરો!—મળતો આવે છે? અરે, જરા બરાબર જુઓ, આ ચહેરો બરાબર જુઓ.'

સગાંઓ ફરી એકે અવાજે બોલ્યાં: 'બરાબર આપનોજ ચહેરો છે.'

ચા-એો-સી કહે: 'એના બે કાન જુઓ.'

સગાં બોલ્યાં: 'તમારા જેવાજ છે.'

ચા-એો-સી વળી કંઇ ગરબડ કરવા જતો હતો. એવામાં એક જણે તેના કાનમાં કહ્યું: "અરે, અરે, ગમે તે એક જણે મરવું જોઇએ. ખોટી ધાંધલ શા માટે કરો છો? ભલેને ભૂલાવો ખાતા.'

છેવટે લાચારીથી ચા-એો-સીએ કબુલ કર્યું કે લાશ દી-

કરા ટિ-કુની જ છે, જો કે દેખાવમાં તે બહુ બગડી ગઇ છે.

સરકારી નોંધણીખાતાને લખી જણાવવામાં આવ્યું કે ટિ-કુ મરણ પામ્યો છે. પેલી (વાંદરાની) લાશને ભારે ધામધૂમથી દફનાવવામાં આવી. સૌ સગાંઓએ એકે અવાજે કબુલ્યું કે 'કુળનું કલંક ભુંસાઇ ગયું છે, ખાનદાની ઇજ્જત અચૂક જળવાઇ રહી છે.'

ચા-ઓ-સીને મહા મહિમાવંતા સમ્રાટે ખૂબ લાંબું જીવવા આજ્ઞા કરેલી. તો પણ તે વધારે જીવવા ન પામ્યો. તેના અવસાન પછી એક જુવાને હાજર થઇ તેની મિલ્કત માટે પોતાનો દાવો રજુ કર્યો. તે બોલ્યો: 'મારૂં નામ ટિ-કુ. હું કેટલાક વખત પર મારે ઘેરથી બારીમાંથી બાગમાં થઇ ચાલ્યો ગયો હતો.'

સગાંઓ એ વાત શાનાં માને? છેલ્લે કચેરીએ મામલો ગયો. બંને પક્ષનું સાંભળી ન્યાયાધીશ સાહેબે નીચે પ્રમાણે ચુકાદો આપ્યો:

ટિ-કુનું અવસાન થયું છે એ જાતની નોંધ સરકારી દફતરમાં મોજુદ છે. જે જુવાન ચા-ઓ-સીના ઘરમાંથી નાસી ગયાની વાત છે, તે તો ફક્ત એક વાંદરો નાસી ગયેલો તેની છે. તે વાંદરો ક્યાં ગયો છે તે કોઇ જાણતું નથી. જો આ જુવાન પોતે તે રાત્રે નાસી ગયાની વાત કરે છે તે ખરેખર માની લઇએ તો એ પોતેજ પેલો વાંદરો, બીજું કોઇ નહિ. અને એ જો જુઠું બોલતો હોય તો પછી એણે ગળે રેશમની રસી બાંધીને ઝુલી પડવું જોઇએ—જોઇશે.'

ટિ-કુ બિચારો તો સુડી વચ્ચે સોપારી થઇ પડ્યો. પેલી ઝુલી પડવાની વાત કંઇ એને મન ભાવતી ન લાગી. તેના કરતાં વાંદરા તરીકે પણ જીવવાનું વધારે રૂડું, એવી એણે ગણતરી કરી. પછી એક વાંદરા નચાવવાવાળા મદારી પાસે થોડાક રૂપિયા લઇ, એનાં સગાંઓએ એને વેચી દીધો. તે પછી મનફાવતી રીતે ચા-ઓ-સીની પુષ્કળ દોલત એ સગાંવહાલાં લહેર ને લહેજતથી ઉડાવવા લાગ્યાં.

# લાલાશેઠના લેણદારો

"લાલો લાભ વિના લોટે નહિ" એ કહેવતના મૂળ ઉત્પાદક લાલાશેઠ, પહેલાં તો જેમ તેમ 'રોટલા' કહાડતા અને દિવસ ગુજારતા. પરંતુ હમણાં તો તેમના દહાડા ફરી ગયા છે. કારણ શેઠાણીના પગમાં પાંત્રીસ બારનાં ચાંદીનાં સીંધીઆશાઇ સાંકળાં પડ્યાં છે અને તેઓ પાંચ પચાસ રૂપિયાનું લેણ દેણ તથા પાંચ પચીસ રૂપિયાની તમાકુનો વેપાર કરે છે. એ સિવાય હળધરમાં ચણાનો લોટ, તમાકુમાં આંકડાંના સુકા પાંદડાં ને ખાંડમાં લોટ ભેળીને તથા શેરનું પોણો શેર જોખીને તેમણે સો રૂપિયા ભેગા કર્યાં હતા. અને તે પુંજી વડે પોતાનું ઝૂંપડું પણ બંધાવી દીધું હતું. પરંતુ એટલાથી તેમની આકાંક્ષા પૂરી થાય એમ ન હતું. કારણ આવી નાની આવકમાંથી કંઈ મોટરવાળા થવાય નહિ, તેમ હવેલીવાળા-પૈસાદાર-શેઠ બનાય નહિ. તેથી તેમણે બુદ્ધિ દોડાવીને એક નવી યુક્તિ શોધી કહાડી.

લાલાશેઠ મૂળથીજ હોંશિયાર, પેંતરાબાજ અને હિંમત-

વાળા હતા. સો રૂપિયાની કિંમતના ઝૂંપડા પર, પચીસ પચાસના લેણદેણ પર તથા પાંત્રીસ ભારનાં સીધીઆશાઇ સાંકળાં પર તેમણે ગામના ભોળા ને લોભાયા પૈસાદારો પર એવો અંધારપીછોડો ઓઢાડી દીધો કે મહિના બે મહિનામાં હજાર બે હજારથી માંડીને ધીરે ધીરે પાંચ દશ હજાર રૂપિયા તેમની પાસેથી ઝડપી લીધા.

હાથમાં આવી મોટી રકમ આવી એટલે તેમણે મોટો વેપાર શરૂ કરી દીધો. હવે લાલાશેઠની ચઢતી થવામાં શું વાર લાગે એમ હતી? તે થોડા દિવસમાં તો ખાસ્સા પૈસાવાળા દેખાવા લાગ્યા. પરંતુ તેઓ પોતાના લેણદારોને મુદ્દલની વાત બાજુએ રહી પરંતુ વ્યાજની પૂરેપુરી રકમ પણ આપતા ન હતા. ઉલટું આશા, લોભ અને જૂઠી લાલચો વડે તેઓ પોતાના લેણદારોને લલચાવતા હતા ને લાખે લેખાં ગણાવતા હતા. કારણ કે એમાં તેઓ મૂળથી પાવરધા હતા. આવી રીતે કેટલાક મહિના તો શું પણ કેટલાંક વર્ષ વહી ગયાં. આ અરસામાં તેઓ ખરેખર ભારે પૈસાદાર બની ગયા. પરંતુ તેમનો સ્વભાવ તો પહેલાંના જેવોજ કંજુસ ને વિશ્વાસઘાતીજ રહ્યો. લેણદારોના વ્યાજ–મુદ્દલ સાથે નાણાં ચૂકવવા જેટલી તેમની પાસે જોગવાઇ હતી. છતાં તેમની દાનત લેણદારોને રડાવવાની હતી. વળી તેમના લેણદારો પણ ભોળા, લાલચુ ને બીકણ હતા. તેથી કોઇ તો એવા લોભમાં કૂટાતા હતા કે જ્યારે ત્યારે સારૂં વ્યાજ મળશે, માટે રૂપિયા ઉપાડી લેવાની કશી જરૂર નથી. કોઇ એવી બીકથી બોલતા ન હતા કે વખતે રૂપિયા માંગવા જઇએ ને લાલાશેઠ ગુસ્સે થઇને નન્નો વાસી દે તો શું કરવું? કોઈ વળી એવી મતલબથી ધીરજ ધારણ કરીને બેઠા હતા કે શી ઉતાવળ છે? જ્યારે જોઇશે ત્યારે લઈ આવીશું. આસામી સદ્ધર છે. પરંતુ થોડા દિવસ પછી એવો બનાવ બન્યો કે એક બ્રાહ્મણ લેણ-

દારને પૈસાની જરૂર પડી. એટલે તેણે લાલાશેઠને ત્યાં ઉઘરાણી કરી. મૂળે તો તે બ્રાહ્મણ હતો. વ્યાજ ખાવાની લાલચે તેણે પોતાની આખી જીંદગીની કમાણી લાલાશેઠને ત્યાં મૂકી હતી. વળી તેની પાસે બીજી પૂંજી ન હતી કે જેના વડે તે નવું લેણદેણ કરે. અહિંથી તો વ્યાજ કે મુદ્દલ પેટે પૈ પણ મળતી ન હતી. એટલામાં એક સારી તક આવી. એટલે તેણે લાલાશેઠને પોતાના નાણાં ચૂકવી આપવાને કહ્યું. એક બે ફેરા તો લાલાશેઠે વાયદા કરીને તેને ઉડાવ્યો. પણ બ્રાહ્મણને નાણાં વિના ચાલે એમ ન હતું. એટલે તેણે સવાર સાંજ ધક્કા ખાવા માંડયા. એથી લાલાશેઠે આંખ ફેરવીને એવી વાત કહી નાંખી કે તે સાંભળીને બિચારા બ્રાહ્મણના તો હોંશકોશ ઉડી ગયા! પોતે લાલાશેઠના ઉચ્ચારેલા શબ્દો ઉંઘમાં સાંભળે છે કે જાગૃતિમાં સાંભળે છે એ પણ એનાથી નક્કી થઇ શકયું નહિ! પરંતુ આ વખતે લાલાશેઠથી એક મોટી ભૂલ થઇ ગઇ. તેમણે ગુસ્સામાં ને ગુસ્સામાં એવું ભસી માર્યું કે પેલા બિચારા ચાર જણા તો કોઇ દિવસ બોલતા નથી અને તું કેમ પૈસા માટે મરવા પડયો છે? વાતમાં ને વાતમાં ચાર લેણદારોનાં નામ કઢાવી લઇ બ્રાહ્મણ તેમને ત્યાં પહોંચી ગયો અને તેમને બધી હકીકતથી વાકેફ કર્યાં. બ્રાહ્મણની વાત સાંભળીને તેમના પણ કાન ઠઠણી ગયા. બધા લેણદારોએ પોતપોતાનું લેણું વસુલ લેવાનો નિશ્ચય કર્યો.

* * *

લાલાશેઠની આવી બદદાનત માટે શેઠાણીએ ઠપકો આપ્યો, ઓળખીતા પાળખીતાઓએ ટાઢાં મીઠાં દઇને કહેવાય તેટલું કહ્યું, દુકાનના નોકરોએ ઘણી આજીજી અને કાલાવાલા કરીને શેઠને સમજાવ્યા, મંદિરના મુખ્યાજીએ પણ શેઠને પોતાની શાખ

નહિ બગાડવા ઉપદેશ કર્યો. એમ ચોતરફથી લાલાશેઠ પર તવાઇ આવતાં તે સમજ્યા કે હવે પાઘડી ફેરવીને બાંધ્યા સિવાય છૂટકો નથી. બીજેજ દિવસે લાલાશેઠે પોતાના એકેએક લેણદારોને કહાવી મોકલ્યું કે સૌ પોતપોતાનો હિસાબ કરીને નીકળતાં નાણાં ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ચૂકવી જાય. એ સિવાય લાલાશેઠે લેણદારોના જવા આવવાનો ખર્ચ આપવાની અને તેમના ખાવા પીવાની ગોઠવણ કરવાની પણ ઉદારતા બતાવી હતી. લેણદારો શેઠનો સંદેશો સાંભળીને ખુશ ખુશ થઇ ગયા. તેઓ સુખનાં સ્વપ્નાં સેવવા લાગ્યા અને બમણા ત્રમણા રૂપિયા લેવાની લાલચે વહેલા વહેલા લાલાશેઠને ઘેરે પહોંચી ગયા. થોડી વાર પછી લાલા-શેઠ પાન ચાવતા ચાવતા ઘરમાંથી બહાર આવ્યા અને કહેવા લાગ્યા, "તમારા બધાના રૂપિયા આપી દેવાનો મેં નિશ્ચય કર્યો છે. મારે કોઇની પૈ રાખવી નથી. કારણ હવે તેની જરૂર નથી. પણ તમે એકદમ ધાંધલ કરશો તો મને રૂપિયા આપતાં અને તમને રૂપિયા લેતાં ઘણી અડચણ પડશે. માટે તમે અંદર અંદર એવું નક્કી કરો કે પહેલાં રૂપિયા કોણ લે? વળી મારી પાસે કેટલીક નોટો, કેટલાક ચેકો અને કેટલીક રોકડ અવેજ છે. તેથી તમે એ પણ સાથે સાથે નક્કી કરી નાખો કે કોણે કેટલા રૂપિયા લેવા ને કોણે કેટલી નોટો અને ચેકો લેવા? આવું નક્કી કર્યા પછી મને કહો. એટલે હું તમને તમારા કહેવા પ્રમાણે રૂપિયા ચુકવી આપું. એમ કહીને લાલાશેઠ પાછા ઘરની અંદર ચાલ્યા ગયા.

× × ×

સંતોકરામ બ્રાહ્મણ સૌથી આગળ આવીને કહેવા લાગ્યોઃ "પહેલા રૂપિયા તો હુંજ લઇશ, બીજું કોણ લે એવું છે? અને તે પણ નોટો—ફોટો નહિ લઉં; બધા રોકડાજ લઇશ. કારણ કે પહેલો તકાદો મેં કર્યો હતો અને મારી મહેનતથીજ બધાના

રૂપિયા પાક્યા છે !"

વનેચંદ વાણિયો બોલ્યો, "હવે મહારાજ, રહેવા દો તમારા તકાદાની વાત. જો મેં દાવો કરવાની ધમકી ન આપી હોત તો કોઇનું કંઇ વળત નહિ. માટે રૂપિયા લેવાનો પહેલો હક્ક મારો છે !"

ભીમચંદ ખતરીનું પાકી આવ્યું. વનેચંદના બોલ તેનાથી સાંખી શકાયા નહિ. તે બન્ને જણાને હઠાવીને કહેવા લાગ્યો: "કોની મગદૂર છે કે મારી પહેલાં રૂપિયા લે? મારા દંડાની ધાકે લાલાશેઠ ઠેકાણે આવ્યા છે. બાકી તમારી ધમકી ને તકાદાને તો તેઓ ક્યારનાયે ઘોળીને પી ગયા હતા."

અભયસિંહ ઠાકોર બોલ્યા: "મને આદ્ય શક્તિની આણ છે. જો મારી પહેલાં કોઈએ રૂપિયા લીધા તો હું તેનું માથું ધડથી જૂદું કરી નાખીશ ! માટે જેને સહીસલામત ઘેર જવું હોય તેણે મારી વચ્ચે આવવું નહિ !"

કલંદરખાં પહેલવાન પોતાના સાગિર્દો સાથે આગળ આવીને કહેવા લાગ્યા: "ક્યા તેરીહી માને દૂધ પિલાયા હૈ? જો સબકે શીર કાટનેકો તૈયાર હુવા હૈ? હમ પહેલે રૂપૈ લેનેકો જાતે હૈ. આવ હમારે સામને; કિસકી તાકાદ હૈ જો હમકો રોક સકે !"

એટલું કહીને પહેલવાન આગળ વધ્યા. તેની સાથે અભયસિંહ ઠાકોર અગાઉ આપેલી સૂચના પ્રમાણે તરવાર ખેંચીને ઉભા રહ્યા. આણી તરફથી ભીમચંદ ખતરી પણ પોતાનો દંડો ઉગામીને આગળ આવ્યો ! સંતોકરામ બ્રાહ્મણ ને વનેચંદ વાણિયો આ ધાંધલ જોઇને બિચારા ગભરાઇને આમતેમ ફાંફા મારવા લાગ્યા. પરંતુ અહિં તો રણસંગ્રામનો ખરેખરો રંગ જામી ગયો હતો. અને તેઓ 'મારી તારી' ઉપરથી હાથોહાથ આવી ગયા હતા !

× × ×

લાલાશેઠ આ બધું જોઈ સાંભળીને ઘણી અધીરતા દાખવીને બોલ્યો: "ભાઇઓ, તમે લઢવાનું બાજુ પર મૂકીને પહેલાં રૂપિયા લઇ લો. કારણ કે સાંજ પડી જશે તો મારે તીજોરી બંધ કરી દેવી પડશે. તો પછી તમે રૂપિયા વિના રહી જશો ને મારો વાંક કહાડશો કે લાલાશેઠે અમને આપ્યા નહિ!"

બધાયે એકે અવાજે ઉત્તર આપ્યો, "તમારો વાંક કહાડે એવો કોણ છે? અમારેજ રૂપિયા લેવા નથી ત્યાં તમે શું કરશો? તમે તો મુદ્દલ, વ્યાજ, જવા આવવાનો ખર્ચ, એ બધું આપવાને તૈયાર છો. પણ અમારા નશીબમાં હોય ત્યારે તે લઇએને? જવા દો—તમારે શું? જ્યારે મળી સમજીને સૌ સૌના પૈસા લેવાને બદલે એક બીજાના જીવ લેવાની તૈયારી કરી રહ્યા છે, ત્યારે અમે પૈસા લઇએ શી રીતે અને તમે પૈસા આપો પણ શી રીતે? સલાહ સંપથીજ બધું કામ થઇ શકે છે. પણ જ્યાં તેને બદલે કુસંપ અને એક બીજાનાં માથાં ફોડવાની વાત આવે છે, ત્યાં શું કરવું? માટે શેઠ, કંઇ નહિ...નશીબમાં હશે ત્યારે રૂપિયા મળશે. હાલ તો તમે તીજોરીને તાળું દઇ દો!"

લાલાશેઠ નિરાશ થઇને બોલ્યા: "જ્યારે તમારી એવીજ ઇચ્છા છે, ત્યારે હું લાચાર છું. પણ તમે બધા આવવા જવાનો ખર્ચ લેતા જાઓ. અને ફરી જ્યારે પ્રસંગ મળે ત્યારે એકમત થઇને આવો કે હું તમને રૂપિયા ચૂકવી આપું. હું તો તમારા રૂપિયા વ્યાજ—મુદ્દલ સાથે આપવાને તૈયાર છું પણ તમે લેતા નથી અને અંદર અંદર લડી મરો છો, ત્યાં હું શું કરૂં?"

બધા લેણદારો કહેવા લાગ્યા, "અમે શું મ્હોડું લઇને તમારી પાસેથી આવવા જવાનો ખર્ચ લઇએ? એમાં તમારો શું વાંક? વાંક બધો અમારો છે. હવે તમે તમારે ખુશીથી ઘરમાં જાઓ ને જે કામ કરતા હોય તે કરો. અમે ઘણા દીલ-

ગીર છીએ કે તમારા જેવા એક આબરૂદાર માણસની આબરૂ પર હાથ નાખીને ખોટો તકાદો કર્યો. અને તમે રૂપિયા આપો છો છતાં તે અમારાથી અંદર અંદરની તકરારથી લઇ શકાતા નથી. હવે અમે તો એવા ઠરાવ પર આવ્યા છીએ કે જ્યાં સુધી અમે અંદર અંદર સમજીને એકમત થઇએ નહિ, ત્યાં સુધી તમારી પાસેથી એક પૈ પણ લેવાના નથી !"

લેણુદારોની આવી કેફીયત સાંભળીને લાલાશેઠનો મુનીમ બોલી ઉઠયોઃ "શેઠીયાઓ; બધું તો ઠીક, પણ અમારા ભલા અને ઉદાર શેઠની કંઇજ કદર નહિ એ બહુ દીલગીર થવા જેવું છે. જ્યારે તમારા જેવા સમજુ માણસો આવું કરે ત્યારે બીજાની પાસે તે શી આશા રાખવી ?"

લેણુદારો એકે અવાજે બોલી ઉઠયાઃ "જ્યાં સુધી અમે લાલાશેઠની ઉદારતાની કદર કરવાના ઠરાવ પર આવીએ નહિ, ત્યાં સુધી અમે પ્રતિજ્ઞા ઉપર કહીએ છીએ કે બીજા કોઇ પણ કામની ચર્ચા કરીશું નહિ. લો હવે, અમે રજા લઇએ છીએ. શેઠને અમારી ઘણી ઘણી સલામ કહીને કહેજો કે અમે તમારો કિંમતી વખત લીધો તે માટે દીલગીર છીએ અને તે બદલ અમે તેમની ક્ષમા માંગીએ છીએ !"

આવી રીતે બધા લેણુદારો લાલાશેઠની ક્ષમા માંગીને એક બીજાનો વાંક કહાડતા, લડતા, ઝઘડતા સૌ સૌને ઘેર ગયા અને લાલાશેઠ મૂછ પર તાવ દેતા દેતા પોતાની ગાદી પર બેઠા.



# યમનો દરબાર

"બાપુ, હું તમારે પગે પડું છું. આમ કુતરાની માફક મને ન ઘસડો. હું ધીમે ધીમે તમારી પાછળ ચાલીશ. હવે હું ક્યાં નાસી જવાનો હતો?" દેહમાં માત્ર હાડકું અને ચામડીજ શાલ્લક રહેલી એવો એક શખ્સ જમદૂતોને કાકલુદીભરેલા અવાજે વિનવી રહ્યો હતો.

"ન કેમ ચલાય? હરામખોર ઢોંગ કરેછ? પગ જલદીથી ઉપાડતાં શું થાય છે?" એવા જમદૂતના રાક્ષસી ઘાંટાથી ગભરાઇ એ દુબળો પાતળો મનુષ્ય મહા મહેનતે હતું એટલું જોમ એકઠું કરી ઉતાવળે ચાલવા લાગ્યો.

"બાપુ, તમને શું કહું? ગયા દશ વરસથી તો હું કેટલાય રોગોથી પીડાઉં છું. દવા કરવા જેટલા પૈસા મારા જેવા ગરીબ પાસે ક્યાંથી હોય? મારી આંખો આગળ મારાં ચાર છોકરાં અને મારી પત્ની ભૂખે ટળવળતાં મરી ગયાં. હું યે ભૂખે તરફડતો હતો. ભાઇ, તમેજ કહો, પછી મારામાં ચાલવાનીયે શક્તિ ક્યાંથી હોય? બાપુ, મારા ઢીંચણે કળતર થાય છે. મને મારશો નહિ.'હું ધીમે ધીમે ચાલું છું. તે મનુષ્ય રડતો રડતો દૂતોના તરફ દયામણી રીતે જોતો મારની બીકે ઝડપથી

ચાલતો હતો.

"એ તારૂં ડહાપણુ અમારે નથી સાંભળવું. સીધો સીધો આગળ ચાલ, નહિ તો બરડા પર દંડોજ પડશે."

થોડી વારમાં દૂતો એ મનુષ્યને લઇ એક ભવ્ય અને દબદબાભર્યા મહેલમાં દાખલ થયા. મુખ્ય દરવાજો વટાવી તેઓ અંદરના એક વિશાળ ઓરડામાં આવ્યા. ત્યાંનું ઐશ્વર્ય જોઇનેજ પેલો માણુસ તો દીંગ થઇ ગયો. ઘડી ભર તો તે પોતાનું દુઃખ પણુ ભૂલી ગયો. ત્યાં હજારો મનુષ્યોનું સંમેલન હતું. એ વિશાળ ઓરડાના મધ્ય ભાગમાં રત્નજડિત સિંહાસન ઉપર એક પુરૂષ બેઠેલો હતો. તેના ચહેરા ઉપર ગંભીરતા અને ઉગ્રતા બન્ને દીસતાં હતાં. આજુબાજુ સશસ્ત્ર અનુચરો ઉભા હતા. એ પુરૂષને જોતાંની સાથેજ કહી શકાય તેમ હતું કે તે ન્યાયાધીશ હોવો જોઇએ. એનું શરીર હૃષ્ટપુષ્ટ હતું. માથે સુવર્ણ મુગટ હતો અને મુખ પર સત્તાનું ઓજસ હતું.

એનીજ નજીકમાં એક બીજા બાજઠ પર એક વૃદ્ધ પુરૂષ બેઠેલો હતો. તેની સામેના નાના બાજઠ પર પુસ્તકનો થોકડો હતો અને તેના હાથમાં પણુ એક ઘણોજ મોટો ચોપડો હતો. પોષાક સાધારણુ હતો. પરંતુ તેની સફેદ દાઢી અને માથાના રૂપેરી વાળ પર ગોઠવાયલો ચકચકિત મુગટ તેના દેખાવમાં ઓર ભભકો લાવતો હતો.

હજારો માનવો એ ઓરડામાં ભેગા મળ્યા હતા છતાં તદ્દન શાન્તિ હતી. માત્ર બધાંના શ્વાસોશ્વાસની ધમણુનોજ અવાજ સંભળાતો હતો. આખો ઓરડો આરસપહાણુનો હતો અને બધેજ રત્નકણિકાઓ પૂરીને જુદાં જુદા જાતનાં ચિત્રો ભીંતો પર બતાવવામાં આવ્યાં હતાં. ન્યાયાધીશની એક બાજુ પર લાંબા વાળ, ફછોટા, કદાવર અને શ્યામવર્ણા દેહવાળા જમદૂતોની એક

લાંબી હાર ખડગ સાથે ગોઠવાયલી હતી. બીજી તરફ અનેક દૂબળાં, પાતળાં સ્ત્રીપુરૂષો હાથ જોડી ઉભેલાં હતાં. જન્મોજન્મનાં પાપ-પુણ્યનો હિસાબ કરી દરેક મનુષ્યનો ન્યાયનિર્ણય આ સ્થળે થતો હતો.

"મહારાજ, આ મનુષ્યનું ખાતું તેર લાખ પંદર હજાર બસો બેતાળીસમે પાને છે. આ જીવને ગયા બેતાળીશ જન્મ એક સરખો મનુષ્ય દેહ મળ્યા કર્યો છે. ગયા જન્મે પણ તેણે પોતાનું તમામ આયુષ્ય લોકહિતાર્થે ખરચ્યું છે. લોકની સેવા અર્થે ગયા જન્મે તે કુલ તેવીસ વર્ષ સુધી જેલમાં રહ્યો હતો. છેવટે રાજાએ તેને ભૂખે મારી અવસાન નીપજાવ્યું હતું. તેના પુણ્યના ગુણ કુલ ૯૩ છે." જમરાજની સાન્નિધ્યમાં બેઠેલા વૃદ્ધ પુરૂષે ચોપડાનું પાનું ફેરવતાં કહ્યું.

આખી સભાના માણસો જમદેવના મ્હોં તરફ જોઇ રહ્યા.

"પાપના ગુણ કેટલા છે?" જમરાજે પૂછ્યું.

"મહારાજ, એના ખાતામાં પાપ એક પણ નોંધાયું નથી. એનું જીવન તદ્દન દોષ વગરનું છે."

"કેમ? એણે પાપ નથી કર્યું એમ તમે શાથી કહો છો? રાજાએ એને જેલમાં બંડ કરવાની ખાતરજ પૂર્યો હતો ને?"

"પણ મહારાજ, એણે કશુંયે બંડ નથી કર્યું. જુલમી રાજાના ત્રાસમાંથી પ્રજાને છોડાવવા માટે એણે ચળવળ ઉપાડી હતી. એણે ખુન કે બળવો કશુંયે કર્યું નહોતું."

"ચિત્રગુપ્ત! તમને કામની પરીક્ષા કરવાની બીલકુલ ગમ નથી. તમને સરકારી વકીલાતના કામમાંથી રૂખસદજ આપવી જોઇએ. રાજા એ વિષ્ણુનો અંશજ નહિ, પણ બલ્કે વિષ્ણુનો અવતાર છે. તેની વિરૂદ્ધમાં પ્રજાને ઉશ્કેરનાર શખ્સ એક વખત નહિ પણ સો વખત ગુન્હેગાર છે. એના પુણ્યના ગુણ ૯૩ છે.

ખરું ને ? પાપના ગુણ ૯૬ મૂકો."

"પણ એ પાપના ગુણ ઓછા કરવા માટે તો એને ફરીથી જન્મ આપવો પડશે, મહારાજ."

"ખરુંજ. એને રાજાના ખુશામતીઆ તરીકે જન્મ આપો. ગયા જન્મે તેણે રાજાની વિરૂદ્ધ કાયા, વાચા અને મન વડે અસંતોષ ફેલાવવાની ખટપટ કરી હતી તેવીજ રીતે તે રાજાની સ્તુતિ કરશે તોજ તેનું એ પાપ ધોવાઇ જશે. એના પૂર્વ જન્મના પાપ પુણ્યના ગુણ કેટલા છે ? તેનો હિસાબ કાઢ્યો કે નહિ ?"

"હિસાબ ગણેલોજ છે, મહારાજ. આગલા જન્મને અંતે તેના ખાતામાં પુણ્યના ગુણ પચાસ હતા અને તેથી કરીને જ તેને લોક–નાયક તરીકે જન્મ આપવામાં આવ્યો હતો. અને બીજા વધુ પચાસ ગુણ મળ્યા હોત તો તેને એક અવતારી પુરૂષ તરીકેજ જન્મ મળત."

"પરંતુ હવે અત્યારની વાત કરો. એણે પોતાના લોકનાયક તરીકેના જન્મનો દુરૂપયોગ કર્યો છે એટલા માટે તેને સખતજ શિક્ષા થવી જોઇએ: કેમ રે...તારે આ બાબતમાં કંઇ કહેવું છે ?"

"મહારાજ, શિક્ષાની બીકથી મારૂં મન કદિયે ડગ્યું નથી. અર્થાત કોઈ પણ સત્તા આગળ મેં મારૂં શિર વગર ગુન્હે નમાવ્યુંજ નથી. આજ કારણે હું આપના કામકાજમાં જરા પણ ભાગ લેવા ઇચ્છતો નથી..." જવાબ પૂરો અપાઇ રહે તે પહેલાં તો દૂતોએ તરતજ હડસેલો મારી તેને પકડી બહાર ઢસડ્યો અને તેના સ્થાન આગળ એક ગરીબ વિધવાને ઉભી કરી.

ચિત્રગુપ્તે કહ્યું—

"આ સ્ત્રીએ સતત ચોવીસ વર્ષ સુધી વૈધવ્યનું દુઃખ સહન કર્યું છે અને જુદા જુદા પ્રકારના અનેક સિતમ તેણે શાંતિથી સહન કર્યાં છે. પુણ્યના ગુણ તેંતાળીસ છે."

"એના પતિના પાપનો હિસાબ પહેલો વાંચો ને."

"એનો પતિ આઠ વર્ષની ઉમ્મરેજ મૃત્યુ પામ્યો હતો. એ અવસાન પામ્યો ત્યારે એના પાપના ગુણ એંશી હતા. ત્યાર પછી તો તેના બે જન્મ થઇ ચૂક્યા અને તે દરમ્યાન તેના પાપના ગુણ ખૂબ વધી ગયા છે. આજની મિતિ સુધીના હિસાબે તેના પાપના એકસો ચોવીસ ગુણ છે."

"ત્યારે એ વિધવાનો એના મૃત પતિના પાપ પુણ્યમાં અર્ધો હિસ્સો ખરો કે નહિ? એ રીતે પાપ બાસઠ ગુણ થયું. હં... પુણ્ય કેટલું છે?"

"તેતાંળીસ ગુણ."

"ઓગણીસ ગુણ પાપ બાકી રહ્યું. એને સ્ત્રીનોજ જન્મ ફરીથી આપો. ભાસ્કરાચાર્ય, એનાં લગ્નજ ન થાય એવા સ્થળે એનો જન્મ આપવો જોઇએ."

"આજીવન કુમારિકા રહેશે તો તેના હાથે પાપ થવાનો વિશેષ સંભવ છે. માટે મહારાજ..." ચિત્રગુપ્ત બીતો બીતો બોલ્યો.

"એ કશું નહિ. હવે પછીના જન્મે જો પાપજ કરે તો તેને પશુ કોટિમાં જન્મ આપવામાં આવશે." જમદેવ ગુસ્સાથી વચ્ચે બોલી ઉઠ્યા.

"યમરાજ, હું આપના આગળ ખોળો પાથરૂં છું. મારી ઉપર આટલા બધા કોપાયમાન ન થાઓ. યોગીઓથી જે તપશ્ચર્યા ન થઇ શકે તેટલી કઠણ તપશ્ચર્યા કરી મેં આખી જીંદગી પવિત્ર રીતે ગાળી તેનું આ ફળ?" એ વિધવાએ ગળગળા અવાજે શિક્ષા ઓછી કરવા અરજ કરી.

"ચૂપ રહે. સાવિત્રીની વિનંતિથી એક વખત હું ફસાઇ ગયો. એટલે દરેક યુગમાં મારી પાછળ તમે એવી વિનંતિઓ

ક્યાંજ કરો છો. અને બધે નાહક મારી ફજેતી કરો છો. પરંતુ ત્યારથી સ્ત્રીઓની વિનંતિ ઉપર તો હું જરાય લક્ષ આપતો નથી. આટલું બધું તને દુઃખ લાગ્યું ત્યારે પતિની પાછળ તું સતીજ કેમ ન થઇ?"

"સતી થાઉં? હું! હું આનંદથી સતી થઇ હોત. પરંતુ મહારાજ, હવે તો કાયદા બદલાયા છે એટલે સતી પણ થવા દેતા નથી. સતી નજ થવાય એવો ખાસ કાયદો અમારે ત્યાં થએલો છે."

"એ માનવ પ્રાણીઓ અમારા ધર્મશાસ્ત્રને શું બદલી શકે? અરે એઓ એમના રાજ્યમાં ભલેને કાયદો બદલે, પરંતુ ચિત્રગુપ્તના ચોપડામાં એમનાં પાપપુણ્યનું જમાખર્ચ લખવાનું અમારાજ હાથમાં છેને? ખુશીથી તમે તમારી મરજીમાં આવે તેમ ધર્મશાસ્ત્રો બદલતાજ જાઓ અને અમે અમારે સજાઓ ઠોકેજ જઇશું. હં. ચાલો, બીજો."

દૂતોએ એ સ્ત્રીને તરતજ ત્યાંથી ખસેડી અને તે જગાએ એક દુબળો પાતળો હાડપિંજર જેવો મનુષ્ય આવી ઉભો. તેણે પોતાના બન્ને હાથ જોડયા હતા.

"એના આગલા જન્મનાં પાપ ૬૩ ગુણ હતાં. અને તેને લીધે તેને અર્ધાંગ વાયુનો રોગ ભોગવવો પડ્યો છે. આપની આજ્ઞા પ્રમાણે આ જન્મે તેને આપ્તજનનાં મૃત્યુ અને દારિદ્ર એ દુઃખો પણ ભોગવવાં પડ્યાં છે. જો થોડાંક વરસ તેણે એ દુઃખો શાન્તિથી સહન કર્યાં હોત તો તેનાં પાપ ઓછાં થાત. પરંતુ કષ્ટથી ડરી જતાં તેણે આપઘાત કર્યો. આ કારણે તેનાં પાપ ઓછાં થવાને બદલે ઉલટો તેમાં ત્રીસનો વધારો થવા પામ્યો. અત્યારે તેના ખાતામાં ૯૩ પાપના ગુણ છે."

"અય ગુલામ! મેં નક્કી કરેલાં દુઃખને ઓછાં કરનાર તું કોણ? બદમાશ, તું એમ સમજે છે કે આત્મહત્યા કરીને તું

તારા દુઃખમાંથી છૂટી જઇશ, એમ ?"

"યમરાજ, સંકટોથી ડરીને મેં આત્મહત્યા નથી કરી. પણ મહારાજ, મને ખાવાનું પણ ન મળ્યું. ભૂખે તરફડીને મહા દુઃખ વેઠી લીધું છે. હવે માફ કરો."

"પણ પછી તારે તરફડીનેજ મરવું હતુંને ? ગળે ફાંસો નાંખવાનું તને કોણે કહ્યું હતું ? કોને મારવો અને ક્યારે મારવો એ મારા અખત્યારની વાત છે. એ અધિકાર આત્મહત્યા કરી મારા હાથમાંથી પડાવી લેવાની હિંમત ભીડનાર તું કોણ ? હાં... એનાં ત્રાણું પાપ છે, ખરૂંને ! પાંચ આપઘાત માટે વધારો. અને એને મહારોગીનો જન્મ આપો. ચાલો, હવે આગળ."

એટલામાં બારણા આગળ ધક્કાધક્કી શરૂ થઇ. એક હૃષ્ટપુષ્ટ મહાકાય પુરૂષ બધાંને હડસેલતો મોખરે આવ્યો. એને જોઇને યમરાજાએ પૂછ્યું—"ચિત્રગુપ્ત, આ ધક્કામુક્કી ચલાવનાર વળી કયા નામદાર છે ?"

"કહું મહારાજ, હું...એ તો અવંતિના રાજા રાજરાજેશ્વર કરૂણસિંહ છે."

"પણ એમને અહિં શા માટે આણવા પડ્યા છે ? અરે, વિષ્ણુના અવતાર રૂપ એ રાજાને આમ ઉભા રાખવાનું કંઇ કારણ ? તને આમ કરવાનું કોણે કહ્યું ?...પધારો, મહારાજા, આ આસન પર આપ બીરાજો. આપનું જે અપમાન થવા પામ્યું છે તે બદલ હું ક્ષમા ચાહું છું."

"મને અહિં શા માટે બોલાવવામાં આવ્યો છે તે હું આપની પાસેથી જાણવા માગું છું."

"ચિત્રગુપ્ત, એમનું ખાતું ઉઘાડ્યું ? વાંચવા માંડો."

"રાજરાજેશ્વર કરૂણસિંહે નીચે પ્રમાણે પાપ કરેલાં છેઃ વીસ ગુણ્યુ વારસદાર વડીલ બંધુનું ખૂન કરવા બદલ પ્રજાને

જૂદી જૂદી રીતે છેતરવા માટે ચાલીશ ગુણ. પંદર ગુણ પ્રજાના પૈસા બીજા દેશોમાં પોતાના એશઆરામ માટે ઉડાવવા માટે. બીજાની સ્ત્રીઓ ઉપાડી લાવી તેમાંથી ચાર સ્ત્રીઓને પોતાના જનાનખાનામાં રાખવા બદલ ચાર ગુણ, અને બીજી બે સ્ત્રીઓનાં ખૂન કરવા બદલ છ ગુણ મળી કુલ દશ. દારૂ પીવાના વ્યસન માટેના પાંચ ગુણ, જુગાર ખેલવા માટે બે, દ્યુત રમવા બદલ બે..."

"તદ્દન ખોટું. જમાખર્ચ તમે વાંચો છો. લોકોની સ્ત્રીઓ મેં ભગાડી ક્યાંથી આણી? તેઓ પોતાની સ્વમરજીથીજ મારે ત્યાં આવી હતી. પછી તમે એ બાબતમાં ગમે તેવો વિચાર કરો. પ્રજાને છેતરવાની હકીકત તદ્દન ખોટી છે. પ્રજાનો પૈસો રાજ્યની દોલત વધારવામાંજ વપરાયો છે. પરદેશમાં રાજ્યકારણને અંગે અમારે જવું પડે અને રહેવું પણ પડે. એ બધું તો રાજ્યની દોલત વધારવા માટેજ અમે કરીએ છીએ. તમારૂં આ જમાખર્ચ તદ્દન ખોટું અને ઉંધું લખાયલું છે. સમજ્યા?" રાજા બોલ્યા.

"ગમે તેમ, ચાલો. એમના ખાતામાં આગલા જન્મના પુણ્યના ગુણ કેટલા છે?" જમરાજે પૂછ્યું.

"એમના ખાતામાં પુણ્યના ગુણ કુલ એક હજાર છે."

"હોવાજ જોઇએ ને! અને એટલા માટેજ એમને લાગ-લાગટ દશ જન્મ સાર્વભોમ રાજા તરીકે મળવા જોઇએ. મૃત્યુ-લોકમાં કલિયુગને વિષે આયુષ્ય મર્યાદા માત્ર સોનીજ છે, નહિ તો એક હજાર વર્ષ સુધી પણ એ રાજ્ય કરે તો ય કંઇ હરકત નથી. દરેકની બાબતોમાં તમારી ભૂલ નીકળે છેજ. આમને અહિં લાવવાને બદલે સીધા વિષ્ણુલોકમાં વઇ જવાના હતા. અહિં તમે લાવ્યાજ શા માટે?" જમરાજા ગુસ્સે ભરાયા.

"અને મિ૦ જમદેવ! મને ત્યાં અપ્સરાઓ મળવી જોઇએ.

પેરિસની સ્ત્રીઓ જેવી યુવતિઓની ગોઠવણ મારે માટે ત્યાં થવીજ જોઇએ. યમરાજ, મારી એકજ પ્રાર્થના છે. એશઆરામ અને સુંદર તરૂણીઓનો સહવાસ એજ બાબત મને પ્રિય છે. રાજકારભારની ગરબડ મને જરાયે ગમતી નથી. અને લોકો એટલા બધા બદમાશ થઇ ગયા છે કે વાત જ ન કરો. રાજા પ્રજાનો પિતા ગણાય. છતાં અત્યારની પ્રજા તો તેને પોતાનો નોકરજ લેખે છે."

"કદાચ લોકો બાપ અને નોકરને સમાન અર્થમાંજ વાપરતા હશે!" ચિત્રગુપ્તે કહ્યું.

"હં, તમે શું કહ્યું? તમને રાજકારભારની ખટપટ ગમતીજ નથી અને સ્ત્રીઓની સંગતિ જોઇએ છીએ? ચાલો, ચિત્રગુપ્ત, એમને કોઈ ધર્મગુરૂનો જન્મ આપો. હં. હવે કેટલા જણ બાકી રહ્યા છે?"

"હજી તો મહારાજ, ઘણા માણસ બાકી રહ્યા છે."

"કેમ, શંકરે રોગચાળો તો છોડી નથી મૂક્યો? એને શું? અહિં અમારે તો મજુરીઆની માફક વેઠ કર્યા જ કરવાની?"

"શંકરને તો ભાંગ ચઢી છે ત્યારના તે તો ઉંઘમાંજ પડ્યા છે. દશ વર્ષ થવા આવ્યાં, પણ જાગે છેજ ક્યાં? પાર્વતીકાકી તો મોટી ફીકરમાં પડ્યાં છે."

"ત્યારે કોઇ બીજો બનાવટી શંકર તો નથી બની બેઠોને? એમ હોય તો એનેજ ઉંચકીને અહિં બેસાડી દો. એમ કરશો તોજ આ ગીરદી ઓછી થશે."

"મહારાજ, રોગચાળાની સાથે વૈદ્યોની પણ સંખ્યા ગજબનાક વધી પડી છે. કલિયુગમાં લોકો રોગ ઉપર વૈદ્યોની દવા ખાઇ ખાઇનેજ વધારે મરે છે."

"એ તો ઘણું સારૂં. આપણા માથા પરનો દોષ એનાથી ઘણોજ ઓછો થઇ જાય છે. હં, હવે આગળ ચલાવો."

"મહારાજ, આ એક નાનું ચાર વર્ષનું બાળક પાછું આવ્યું છે. આ જન્મે તેણે કંઇ પણ પાપ કરેલાં નથી. આગલા જન્મે તેણે પાપ કરેલાં હતાં તે માટે તેને અલ્પાયુષ્ય આપવામાં આવ્યું હતુ."

"તમે ભૂલો છો. પુણ્ય ઓછાં કર્યાં હોય ત્યારે આપણે ઓછું આયુષ્ય આપીએ છીએ? પાપ કરેલાં હતાં તે માટે મરણની વેદના સહન કરવા માટેજ તેને અલ્પ આયુષ્ય આપવામાં આવ્યું હતું એમ ચોકખું કહોને."

"મહારાજ, હા એમજ છે. આપ કહો છો તે બરાબર છે."

"એનાં પાપ હજી શીલ્લક રહ્યાં છે માટે તેણે હજી મરણનું દુઃખ ભોગવવું જોઇએ. મોંઢા પરથી તો તે કંઇ દુઃખી જણાતો નથી. નહિ તો એમજ કરોને કે એને કવિનો જન્મ આપો. તેનામાં પ્રેમની બાબતમાં નિરાશા ભરી દો. ગરીબાઇનું દુઃખ હોય તેની સાથે પ્રેમની નિરાશાનો પત્થર ફેંકો એટલે એને મરણ જેટલુંજ દુઃખ સહન કરવું પડશે. એ ભોગવી ન રહે ત્યાં સુધી એને મારી પાસેજ લાવતા નહિ. ચાલો, હવે બીજો."

"મહારાજ, આ જાણીતો ધાડપાડુ છે. તેણે ચાળીસ ખુન કરેલાં છે. ત્રણ હજાર લોકોને તેણે લુંટયાં છે."

"પણ તેના હિસાબે પુણ્ય કેટલાં છે?"

"દર મહિને એ નિયમિત સત્યનારાયણની પૂજા કરતો હતો. આથી કરીને પુણ્ય પાપના કરતાં થોડું વધારે છે. હિસાબ પ્રમાણે તો તેને વિષ્ણુ લોકમાં જવાની પરવાનગી આપવી જોઇએ."

"પણ વિષ્ણુ લોકમાં તો અપ્સરાઓ રહે છે અને તે તો પોતાના શરીર પર દરદાગીનાનો ઢગલોજ ચઢાવી આમતેમ છૂટથી

ર્યા કરે. આના મનની સાંસ્કૃતિક ઉન્નતિ થયા વિના દેવોના મેળામાં એને છોડવાથી તો અનર્થ થઇ જાય. તેને વકીલનો અગર તો ખાસ કરીને સંભાવિત ફોજદારી વકીલનો જન્મ આપો. કારણ કે એનાથી એકદમ પહેલાંનો ધંધો વિસરી શકાશે નહિ. પરંતુ આથી કંઇક સુધરશે અને સુસંસ્કૃતતા મેળવશે. હં, ચાલો. ઝટ કરો, આગળ ચલાવો." થોડી વાર રહીને–'અરે, પણ ચિત્રગુપ્ત આ શું છે? આ મુસલમાનને અહિં કેમ આણવામાં આવ્યો છે?"

"મહારાજ, એ તો મૂળ હિંદુ છે. તેણે પહેલા જન્મે બહુ પાપ કરેલાં હોવાથી આપના હુકમથી તેને ભિખારીનો જન્મ આપવામાં આવ્યો હતો. ત્યાંથી તેણે ચોરીનો ધંધો આદરવા માંડ્યો અને એક પવિત્ર મંદિરમાં પેસીને તેણે લુંટ પણ કીધી. ત્યાર પછી છેવટે તે મુસલમાન થઈ ગયો. તેનું અવસાન થતાં આપણા દૂતો તેને અહિં ઉપાડી આવ્યા. અલ્લાના દૂતો તો ગાળો ભાંડે છે કે એ આદમી એમને સોંપી દો. પણ એને આપની સમક્ષજ ઘસડી આણવામાં આવ્યો છે!"

"અરર, પેગમ્બરનો તમે આ મોટામાં મોટો ગુન્હો કર્યો છે. એ મુસલમાન થઇ જવાથી તેની ઉપર આપણી સત્તા હવે રહી નથી. એ પરધર્મીય થઇ ગયો છે. એટલે તેનાં પાપ હિંદુત્વ જતાંની સાથેજ નાશ પામ્યાં છે."

"ખાવિંદ, મેરી ભી એજ ફીર્યાદ હૈ. હમ તો પૈગંબર કે પાસ જાકર જરૂર ફિર્યાદ કરનેવાલા હૈ. ઔર આપકો ભી જવાબ પુછાયેગે."

"હાં, હાં, ખાનસાહેબ, એવું માઠું ન લગાડશો. પૈગંબર અમારા પણ દિલોજાન દોસ્ત છે, ભાઇબંધ છે. એમને અમે બધી વાત સમજાવીશું. આ તો અમારા માણસોની જરા ગફલત થઇ

ગઇ. તમે સમજદાર ગૃહસ્થ છો અને તમને જે તસ્દી પડી છે તે બદલ માફી ચાહું છું. ચિત્રગુપ્ત, મારૂં પુષ્પક વિમાન તો બગડી ગયું છે. પરંતુ તે ચાલુ થાય એટલે તરતજ એને પેગંબરને ત્યાં પહોંચાડી દો."

"પણ મહારાજ આપણો ભુરીઓ પાડો તૈયારજ છે."

"એ પણ પાછો આવ્યો કે નહિ તેની મને પૂરી ખબર નથી. પુષ્પક વિમાનજ ઠીક પડશે. કારણ કે નહિ તો ભુરીઆ વિના તો મારે પાછી અડચણ પડેને! હં. ચાલો હવે, બીજો કોઇ."

"હા, મહારાજ, આ શખસ આગળ મુસલમાન હતો પણ હાલમાંજ તે હિંદુ થયો હતો. એ ગોમાંસ ખાતો હતો એટલા માટે તેનાં પાપ ખૂબ વધી ગએલાં છે. આપણે તેનાં એ તમામ પાપ ગણવાં જોઇએ."

"શું કહ્યું તેં? મૂળનો મુસલમાન અને પાછળથી હિંદુ થઇ ગયો? એને કોણે હિંદુ બનાવ્યો?"

"એ તો મહારાજ, એમ છે કે એના બાપ મૂળ હિંદુ હતા અને પાછળથી મુસલમાન થઇ ગએલા."

"સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ એ સૂત્ર પ્રમાણે પરધર્મીઓને હિંદુ ધર્મમાં લાવવાનું અને હિંદુ ધર્મ છોડી બીજા ધર્મમાં જવાનું સરખુંજ પાપ છે. આ માણસે ગોમાંસ ખાધેલું છે. પરંતુ તે મુસલમાન હોવાથીજ ખાધેલું છે ને?"

"મહારાજ, તે તો જાણે ઠીક. પરંતુ હિંદુ થયા પછી એને પાપ કરવા જેટલો સમયજ મળ્યો નહોતો. એણે પરધર્મ સ્વીકારવાથી એના બીજા જાતિલાઓએ તેના પર હલ્લો કર્યો હતો અને તે લોકોએ છરી ભોંકવાથી તેનું ત્યાંજ મૃત્યુ થયું હતું."

"પણ, હિંદુ ધર્મમાં આવવાનું તેણે જે મહાન પાપ કર્યું છે તેનું કેમ?"

"મહારાજ, ધર્માંતર સબ ચલતા હય. હિંદુ ધરમ વાસ્તે મુઝે બહોત અભિમાન હૈ."

"યાવની ભાષા અહિં બોલે છે કે લુચ્ચા! ચિત્રગુપ્ત, એની જીભજ કાપી નાંખો. હિંદુ કહેવડાવે છે અને પાછો યાવની ભાષા બોલે છે? એ તારી લબસબ અહિં નહિ ચાલે, સમજ્યો! અમને વળી પાછો અક્કલ શીખવવા આવ્યો છે! ન જોયો હોય તે પાછો કહે છે કે મને હિંદુ ધર્મ બદ્દલ અભિમાન છે. ત્યારે પછી હિંદુનો જન્મજ કેમ નહિ માગી લીધેલો? અમારા ધર્મશાસ્ત્ર પ્રમાણે ધર્માન્તર એ મહત્પાપ છે. માટે તારે શિક્ષા ભોગવવીજ જોઇએ."

"મહારાજ, ધર્માન્તર એ પાપ છે. પરંતુ પરધર્મીઓ હિંદુ ધર્મમાં આવે તેમાં પાપ છે કે નહિ એ બાબતમાં આપનો અમુક ચોક્કસ નિર્ણય થવોજ જોઇએ. મૃત્યુલોકમાં તો પરધર્મીઓને હિંદુ બનાવવાની ચળવળને સંમતિ અપાઇ ચૂકી છે અને સેંકડો લોકો પાછા હિંદુ ધર્મમાં આવ્યા છે. આપણા લોકોની સંખ્યા એમ વધતીજ જાય છે." ચિત્રગુપ્તે કહ્યું.

"અરે પણ, તેં જરા વિચાર કર્યો કે નહિ! એ લોકોનાં પાપ પુણ્યને નોંધવાની કડાકુટ આપણે વધી પડશે તેનો કંઇ ખ્યાલ આવે છે? હું તો કહું છું કે આને લઇને મારૂં કામ વધારી મૂકવામાં આવે છે. એજ એક કારણ ધર્માંતર કરનારને પાપી ઠેરવવા માટે બસ છે. જે તે ધર્મના નિયમ પ્રમાણે ન ચાલનાર પાપીજ ઠરે છે. મુસલમાન ધર્મ પ્રમાણે આ માણસે કરેલો ધર્માંતર પાપજ કહેવાય. એવા પાપી પરધર્મીઓને સાથમાં લેવાનો પ્રયત્ન કરવો એજ આપણા પવિત્ર ધર્મશાસ્ત્રમાં કલંકરૂપ ગણેલું છે."

"વર્ણાશ્રમ ધર્મનું પાલન કેમ કરવું તેનો આ એક દાખલો છે." ચિત્રગુપ્તે કહ્યું.

"મહારાજ, હમકુ ઐસી ખબર નહિ થી કે ધર્માન્તર કરના એ પાપ હૈ. ઓર એસી ભારી સજા હોંગી, એસી બીલકુલ ખબર નહિ થી. સ્વરગ મીલેંગે, પીનેકુ શરાબ ઓર પરી જીનકુ અપસરા કહેતે હૈ એ મિલેગે ઓર મિજાજ બી બઢ જાએંગે એ વિશ્વાસસે હમ કાફીર હો ગયા. આપકુ પસંત નહિ હો તો હમ મહંમદી ધરમમે જા સકતે હૈ. મેરે ભાઇબંધ મુઝેકુ લેના ચાહતે હૈ."

"પણ તેં કરેલાં પાપ બદલ પાંચ દશ જન્મ દુઃખ ભોગવ્યા સિવાય તને કોણ છોડનાર હતું? ચિત્રગુપ્ત, એને કુક્કરનો જન્મ આપો."

"હજુર, ઇતની દરગુજર કરના કે મુઝેકુ સુવરકા જન્મ નહિ દેના. સુવર એ ગંધે મે ગંધે પ્રાણી હૈ. ઓર હમારે ધરમમેં ઇસકા નામ લેના ભી પાપ હૈ."

"બોલવામાં તું બહુ ચબરાક લાગે છે. કુક્કરનો જન્મ કેમ નહિ? તો પછી તારા જેવાને બીજો શો જન્મ આપવાનો હતો?" થોડી વાર અટકીને—"હં, એમ કરો. એને ટીકાકારનો જન્મ આપો. નહિ તો પછી એને છુપી પોલીસ તરીકેનો જન્મ આપો. ચાલો, હવે આગળ."

"મહારાજ, આ એક નર્તિકા જાતિની સ્ત્રી છે. એણે પોતાનો જન્મધંધો બંધ કરી નાખ્યો હતો અને લગ્ન કરી સંસારી જીવન ગાળતી હતી. તેણે પુણ્યનાં કામ ઘણાં કર્યાં છે. બે હજાર તો તેણે બ્રહ્મભોજન કર્યાં છે, યાત્રાઓ કરી છે અને બીજાં કેટલાંય ધર્મકૃત્ય કર્યાં છે."

"પણ પોતાનો નાચવાનો ધંધો બંધ કરી તેણે લગ્ન કર્યાં અને સંસાર માંડ્યો; તે બદલનું પાપ બાદ કરતાં કુલ શિલ્લક કેટલું પુણ્ય રહે છે?"

"મહારાજ, સૌથી પહેલાં તો એ ચોક્કસ કરવાનું છે કે

નર્તિકાઓ પોતાનો નાચવાનો ધંધો છોડે એ પાપ ગણાય કે તેમના ધંધાના સ્વરૂપ પ્રમાણે પાપ પુણ્ય ઠેરવી શકાય? મૃત્યુ લોકમાં તો હવે નવી જાતનાં નીતિશાસ્ત્રો અને કાયદાઓ ઘડાયા છે. એમનો અને આપણો મેળ કદાપિ નહિ ખાય. તેઓ જેને પુણ્યનું કામ ગણે છે તેને આપણે પાપમાં ઠેરવીએ છીએ અને છેવટે આ પ્રસંગ ઉભા થાય છે."

"અરે, એ માનવીઓ તો એમનાં નીતિશાસ્ત્ર બદલ્યાજ કરશે. પરંતુ સનાતન કાળથી ચાલી આવેલાં આપણાં ધર્મશાસ્ત્રો કંઇ બદલાવાનાં હતાં શું ? ગુન્હેગારોનેજ જો કાયદો બદલવાનો હક આપવામાં આવે તો પછી ન્યાયાધીશનું કામ જ ન રહે. પછી તો પાપ કરવું એજ ધર્મવચન થઇ પડે. સમાજ સુધારણાની દૃષ્ટિએ જેણે તેણે પોતાના બાપદાદાનો ધંધો ચાલુજ રાખવો જોઇએ. તે રીતે આનાં પાપ ગણી હિસાબ કહો. ચિત્રગુપ્ત, આજે તમે ઘણાજ લોકોને અહિં ઘસડી આણ્યા છે, હો."

"પણ મહારાજ, આ જીવનો તો ન્યાય ચુકવી દો. પછી બાકીના લોકોને પાછા મોકલાવી દઇશું. એના આ રીતે ગણતાં પાપના ગુણ ત્રીસ થાય છે."

"હં, તારે તારા નાચવાના મૂળ ધંધાને શા માટે છોડવો પડ્યો ! અમે નક્કી કરેલા જીવનને છોડી તું તારી મરજી ફાવે તે પ્રમાણે સ્વતંત્ર જીવન જીવવા કેમ તૈયાર થઇ ? અમારા ન્યાય નિર્ણયને ઉલ્લંઘનાર પામર જીવ તું કોણ ? પાપ પુણ્યના હિસાબ પ્રમાણે તમને જુદી જુદી યોનિમાં જન્મ આપીએ ત્યારે તમે અમારી એ સમાજવ્યવસ્થા તોડવા તૈયાર થાઓ છો ? ચિત્રગુપ્ત, એને દેવદાસીનો જન્મ આપો. જુઓ, હવે તો હું કંટાળ્યો. આજનું કામ આટલેથી બંધ કરો. બાકીના ટોળાને પાછું ધકેલી દો. ખ્રિસ્તી અગર તો મુસલમાનોની માફક એકજ

દિવસે બધાંનાં પાપ પુણ્યનો નિકાલ કરવાનું આપણે પણ નક્કી કરેલું હોત તો આ રોજની રોજ માથાકુટ ઓછી થાત."

"પણ મહારાજ, આપણા ધર્મશાસ્ત્રમાં તો પુનર્જન્મ માનવામાં આવે છે. એટલે એ કેમ ચાલે?"

"તું કહે છે તે અડચણ પણ ખરી. ચાલો, હવે વળી એ ચર્ચા કોઇક બીજી વખત કરીશું."



# રતુનો ભમરડો

રતુ ઉરફે રતિયો ઉરફે મિસ્ટર રતનલાલ માણેકલાલ મહેતા ઇંગ્રેજી ત્રીજું ધોરણ ભણતા. ઉમ્મર હશે બારેક વરસની. પણ એના વર્ગમાં એ એક ચક્રે રાજ કરે. એવો કોઇ છોકરો નહોતો જે એની સામે ચુંચાં કરી શકે. એવો કોઇ નહોતો જે એના કહ્યા-સર ચાલે નહિ. બાર વરસની ઉમ્મર છતાં એનું કાઠું હુલ્લડ હતું. ઘાટ ખાસ્સો બરણી જેવો, વજન ત્રણ મણની આસપાસ. ખુદ માસ્તર પણ એનાથી જરા ડરતા ચાલે અને સમજાવી પટાવીનેજ કામ લે. નહિ તો તેની ઉસ્તાદીને પરિણામે છોકરાઓની ફરિયાદો જ એટલી ઉભી થાય કે માસ્તરને ભણાવવા માટે કશો ટાઇમજ રહે નહિ.

હોળીના દહાડા પુરા થયા. હોળીની રજાઓ પછી નિશાળ ખુલી. પહેલેજ દહાડે રતુભાઇ શેઠ નિશાળે આવીને જુએ છે તો ઘંટ વાગવાને વાર છે. ને રમતના ચોગાનમાં છોકરાઓ ખૂબ તરેહથી ભમરડા ફેરવી રહ્યા છે. એને યાદ આવ્યું: હાં ! હાં ! હવે તો ભમરડાની મોસમ આવી. પતંગ ગયા. હોળી ગઇ. એટલે હવે ભમરડાજ ફેરવવા ઘટે. બોલબેટ રમાય પણ આટલા ઓછા વખતમાં કંઇ તે ફાવે નહિ. ભમરડા તો ગમે એવડી થોડી વેળામાં

એક નવા શિક્ષક આવેલા હતા. રા૦ માધવરાય જોશી. રતુના બાપુજીએ તેમને ઘેર આણીને રાખેલા. આગળ બાપુજી ને એ કંઇક સાથે ભણેલા. એટલે બાપુજીએ ધાર્યું કે ઠીક છે. આપણે ત્યાં રહેશે, ખાશે પીશે ને વળી ચીમનને ભણવામાં પણ મદદ કરશે. મેટ્રિકનું વરસ છે. ચીમનના કેટલાય વિષય પણ કાચા છે. પહેલે વરસે મેટ્રિકમાંથી નીકળી આવે તો ઠીક પડે.

પણ આ જોશી સાહેબે ઘેર આવી ધામા નાંખ્યા ત્યારથી બિચારા ચીમનની દશા દયામણી થઇ પડેલી. તેને વાંચબે વાંચ ને લખબે લખજ કરવું પડે છે તે રતુ જોયા કરતો. રમવાનું તદ્દન બંધ થઇ ગયેલું. તેથી તો ચીમનનો સ્વભાવ પણ ચીડીયો થઇ ગયેલો રતુને લાગેલો. એટલે હમણાં તેની પાસે પૈસા માંગવા જવામાં પણ મઝા નહિ. એકાદ ચોંટી પણ કાઢે તો...રતુ ઉલટો એ વિચારે સહેજ અકળાયો.

વારૂ. મા ? મા તો પૈસા આપેજ નહિ. બાપુજીનો કાયદો જબરો છે. તેના જેવડા છોકરા સારૂ ચાર આના તો 'ભયો ભયો' થઇ ગયા. ખબરદાર ! એથી વિશેષ એક પૈસો પણ ઘરમાંથી કોઇએ આપ્યો તો ! બાપુજીનો એવો સખત હુકમ હતો. રતુને લાગ્યું કે મા પાસે હાથ ધરવામાં કાંઇ વળે તેમ નથી.

આખો દહાડો 'લેસન' દરમ્યાન પણ રતુને આ ને આજ વિચાર આવ્યા કર્યા. પાંચ પૈસા મેળવવાના જુદા જુદા ઘાટ તે ઘડવા લાગ્યો.

( ૨ )

સાંજે ઘેર આવી તેણે ચીમનને કહ્યું: મોટા ભાઇ—

ચીમન તે વેળા ભૂમિતિનો એક કોયડો—એકસરસાઇઝ—ઉકેલતો હતો. તેના ચહેરા પર નિરાશા—ઉદાસી હતી. તેણે રતુને કહ્યું: કેમ? શું છે?

રતુ કહેઃ મને .પાંચેક પૈસા આપશો? એમનેમ નહિ. ઉધાર...આવતે મહિને હું વાળી આપીશ.

ચીમન મૂળે તો કંટાળેલો હતો. તે બોલ્યોઃ જા બાપ જા! મેં કંઇ શરાફી દુકાન નથી માંડી. મારી પાસે પૈસા નથી.

રતુએ ભૈયાજીને અજમાવવાનું પણ નક્કી કર્યું: ભૈયાજી, પાંચેક પૈસાનું બનશે? પછી પાછા આપીશ.

રાધાશરણુ બોલ્યોઃ ક્યાંથી આપું, રતુભાઇ? કાલેજ મની-ઓર્ડર કરી દીધો ને......

ગંગાડોશી રોજ આવીને વાસણ માંજી જતાં. રતુએ તેને પણ પૂછી જોયું. તેમની પાસે પણ કંઇ નહોતું.

લુચ્ચા, ગઢીઆ, હરામી—શેઠને એક ચાર પાંચ સવાકા જેટલાય ન આપે? ને તેય ઉધાર?—રતુ મનમાં ધુંધવાવા લાગ્યો. પણ બહાર બોલાય તેમ નહોતું. બાપુજીને કાને વાત જાય તો ભારે થઇ પડે. તેમાંય ઘરનાં નોકર ચાકર પાસે પૈસા માંગ્યાંની વાત આવે તો તો થઇ રહ્યું—બરડોજ શેકાઇ જાય.

વીલે મોંઢે તે પોતાના ત્રણ પૈસા લઇને બહાર નીકળ્યો. પણ બધા દુકાનદારોએ જાણે સંપ કરેલો દેખાયો. ત્રણ પૈસામાં મોટો ભમરડો આપવાની સૌએ ના પાડી. બે આનાથી ઓછું ચાલેજ નહિ ને!

ઘૂમી ભટકી તે ઘર ભણી વળ્યો.

( ૩ )

જ્યારે ઘેર આવ્યો ત્યારે સાંજ પડી ગઇ હતી. દીવાની તૈયારી હતી. વરંડામાં બેસી માધવરાય માસ્તર કંઇક હાથે લખેલું મોટેથી વાંચતા હતા. બાપુજી આરામ ખુરશી પર પડ્યા પડ્યા તે સાંભળતા હતા. રતુને જોઈ તે બોલ્યાઃ કેમ, વાંચવ,

ક્યારે બેસવાનો છે ?

રતુ કહેઃ હમણાંજ બેસું છું.

માધવરાય માસ્તર કહેઃ બેસ, રતુ, બેસ.

તે બેઠા પછી માસ્તર પાછા વાંચવા લાગ્યાઃ "બાળકના કાચા કુમળા મનમાં જ્યારે જે કંઇ કુતુહલ જાગે ત્યારેજ તેનું શમન થવું જોઇએ. તેજ વેળા એને તેનો સાચો ઉત્તર મળવો જોઇએ. દીવો કેમ બળે છે ? પૃથ્વી કેમ ફરે છે ? હોડી કેમ તરે છે ? આવા આવા બાળકોના સવાલ સાંભળી તેમને ધમકાવીને દાબી દેવાં એ તેમના પર જુલમ છે, એક જાતનો અત્યાચાર છે. એ બધાના જવાબ તેમને બરાબર, સમજાવીને આપવા જોઇએ—અને તેય એની જીજ્ઞાસાવૃત્તિ સતેજ હોય ત્યારે. જીજ્ઞાસા વૃત્તિને મરી જવા દેવી ન ઘટે. એ રીતે અપાયલું શિક્ષણ મોટ-પણે સાચું ફળી નીકળે છે અને બાળકની બુદ્ધિની તીક્ષ્ણતા મોટપણે જળવાઇ રહે છે. સવાલના જવાબ તાત્કાળિક ન મળતાં તેની કુતુહલવૃત્તિ ભાંગી જાય છે પછી નવા સવાલો પુછવાનું, નવું કંઇ જાણવાનું મન થતું નથી ને પરિણામે તેમની બુદ્ધિ કુંઠિત થાય છે, બેજું બરાબર ખીલતું નથી. એથી વડીલો અને શિક્ષકોએ તો ધીરજ અને સહિષ્ણુતા ખૂબ રાખવી જોઇએ; તેમજ બાળક આગળ છોભીલા ન પડાય તે માટે આ બધું જ્ઞાન પણ મેળવી રાખવું જોઇએજ."

રતુ બોલ્યોઃ સાહેબ, પૂછું ? ભમરડો કેમ ફરતો હશે ?

બાપુજી ગુસ્સે થઇ બરાડી ઉઠ્યાઃ હવે બેસ ને છાનો ! જો મોટો વાત લાવ્યો છે, કે ભમરડો કેમ ફરે ?

માધવરાય એકદમ બોલી ઉઠ્યાઃ હાં હાં હાં હાં હાં ! સાહેબ, એમ માં કરો. એમ વઢો માં. હું સમજાવું છું. સમજાવવુંજ જોઇએ ! બાળકનાં કુમળાં મન જ્ઞાન મેળવવા સારૂ સદૈવ આતુર

રહે છે. તેને દાબી દેવાં ઠીક નથી. એ જે સવાલ પૂછે છે, તે ખોટો નથી–મજાકનો નથી. જુઓ, હું સમજાવી દઉં. ભમરડો અથવા ઇંગ્રેજીમાં જેને Top કરીને કહે છે તેને દોરી બાંધી તે ખેંચી લેવાથી તે ફરે છે. હવે જે દોરો ખેંચી લેવાય છે એ ચોકખા શબ્દોમાં કહીએ તો ભમરડાને ગતિ આપવાની ક્રિયા છે. ગતિ દેનાર તમે–છો, સચેતન વસ્તુ. અને ભમરડો છે જડ વસ્તુ, ખરૂં ને?

રતુએ ડોકું ધુણાવ્યું.

પછી તો જોશી સાહેબે એક મોટું ભાષણ કર્યું. તેમાં વર્તુળ, ગતિ, ગુરૂત્વ મધ્યબિંદુ, ગુરૂત્વાકર્ષણ, Centrifugal Force આદિ કંઈ કંઈ ભાત ભાતની વસ્તુઓનાં નામ આવ્યાં. રતુને લાગ્યું કે આ ભમરડો મટીને ચીમનભાઈની જોમેટ્રી આવી કે શું?–તેને કંઈ સમજાયું નહિ ને ઉલટું લાગ્યું કે આ બલામાં હું ક્યાં પડ્યો. હવે ભમરડાનું ભાષણ પૂરૂં થાય નહિ ત્યાં સુધી તેનાથી ઉઠાય તેમ નહોતું. ને બાપુજી! માધવરાય જોશી-ની વિદ્વત્તા જોઈ તેઓ છક થઈ જતા લાગ્યા. બંને જણા જાણે મટકું માર્યાં વિના બેસી રહ્યા.

ઘણીક વારે–પુષ્કળ લાંબા વિવેચન પછી જોશી સાહેબ જરા મોટેથી બોલ્યાઃ કેમ, રતુ, સમજ્યોને?–ભમરડો કેમ ફરે છે તે?

ભમરડો ભમરડાને ઘેર. અહિં તો રતુભાઈનું માથુંજ ભમરડાની જેમ ઘેરીયા લેતું હતું. હાનું ડોકું ધુણાવી તેણે ત્યાંથી ભાગી જવાનો રસ્તો શોધ્યો. તેના બાપુ બોલતા સંભળાયાઃ ચીમનની પરીક્ષા જાય તે પછી, જોશી સાહેબ, તમારે જરા રતુને લઈ મંડવાનું છે, હોં!

એ શબ્દો દોડતાં જતાં રતુએ સાંભળ્યા. દોડતો તે ગયો ચીમનને ઓરડે. ચીમન એક અધમણીઆ ડીક્ષનેરૂં–વ્યાસ

પટેલનું—લઇને બેઠો બેઠો તેમાં કંઈ જોતો હતો. રતુએ કહ્યું: તે ચીમનભાઇ, આપણા આ જોશી સાહેબ શીખવે છે તો સારું, નહિ?

ચીમન કટાક્ષભાવે બોલ્યો: હઉવે—હઉવે? બહુ અચ્છું શીખવે છે! તેની શીખવણીથી તો હું અત્યારે એવો થઇ ગયો છું કે કોલેજના પ્રોફેસરોને પણ ટક્કર મારું. મને તો શીખવીને પોપટ બનાવી દીધો છે એમણે!

રતુ ચીમન તરફ જોઇજ રહ્યો. તેને તરત યાદ આવ્યું, ચીમનની પરીક્ષા પછી જોશી સાહેબ પોતાને શીખવવાના છે તે! ચીમન પછી ઠંડો પડીને બોલ્યો: રતુ, આ બાપુજી પણ ખરા છે! આ ગાંડીયાને કોણ જાણે ક્યાંથી આણી મારે માથે ઠોકી બેસાડયો છે. મારે જ્યોમેટ્રીના થીયરમ કરવાના, તેમાં તો એણે ત્રણ દહાડા સુધી મને પેલા યુકલીડનું જીવન ચરિત્રજ સંભળાવ્યા કીધું. પછી ઇંગ્લીશ ટેક્સ્ટમાં રોબર્ટ બ્રુસ આવે છે તો એવણ સાહેબે આખા સ્કોટલાન્ડનો ઇતિહાસજ મને ગોખાવવા માંડયો છે. હું શું ભણું, મારું કરમ?

એના અવાજમાં ગુસ્સો હતો, કંટાળો હતો, એની આંખમાં નિરાશા હતી, દયામણાપણું હતું.

રતુ બોલ્યો: ત્યારે હવે કરવું શું?

ચીમન કહે: કરે શું? થાય તે ખરું.

રતુનું માથું નાનું હતું. પણ તેમાં બુટ્ટા બહુ બહુ ઉઠતા. નહિ તો નિશાળમાં દાદાગિરી પણ ક્યાંથી થાય? તે બોલ્યો: ચીમનભાઇ, એક કામ કરીયે.

ચીમન કહે:—શું?

રતુ કહે:—જોશી સાહેબ અહિંથી ભાગી જાય એવું કંઇક—

ચીમન બોલ્યો: તું તો ધીંગામસ્તી કરતાં જ શીખ્યો છે. મારે એવા ટંટામાં નથી પડવું. ખબરદાર!

રતુ હસીને બોલ્યોઃ—તમે તો ગાંડા છો, ગાંડા ! એવું કંઇ થાય તો પછી બાપુજી મારાં હાડકાં પાંસળાં સીધાં રહેવા દે ખરા કે ? જોશી સા'બનું અપમાન !......ના, ના, એમ નહિ.

"ત્યારે કેમ ?"

રતુ કહેઃ—આપણે એવું કરીએ કે એ એની મેળેજ અહિંથી રામ રામ કરીને રસ્તે પડે.

ચીમન મનમાં ને મનમાં રાજી થયો. બોલ્યોઃ તું એવું કરશે ?

રતુ બોલ્યોઃ હોવે. મોજથી.

ચીમન કહેઃ એટલું જો થાય—

ચીમનને અટકાવીને રતુ બોલી ઉઠયોઃ તો તમે મને એક અચ્છો ભમરડો અપાવશો ?

ચીમન બોલ્યોઃ—એક શું, એકને ઠેકાણે ચાર ભમરડા લેજે. બે દેશી, બે વિલાયતી, જે જોઇએ તે.

રતુ કહેઃ—એમ ? ઠીક ત્યારે, જોઇએ હવે કેમ થાય છે.

ચીમન બોલ્યોઃ પણ જોજે, ખબરદાર, કોઇ જાતનો ટંટો તોફાન નહિ જોઇએ—બાપુજીએ જાણ્યું તો ?.........

રતુ કહેઃ એ તો હું સારી પેઠે સમજું છું. તમારે સમજાવવાની જરૂર જેવું નથી. કહેતાં કહેતાં રતુ તો જાણે એકદમ ગેલમાં આવી ગયો હોય તેમ કૂદતો નાચતો હસતો હસતો દોડી ગયો.

રાત્રે જમતી વેળા પણ પાછી બચ્ચાંઉછેરના વિષય પર જોશી સાહેબે વાત કાઢી. તેઓ સાહેબ મોન્ટેસોરીના ખાસ ઉપાસક હતા. તેના સિદ્ધાંતોને પોતાના વર્તનમાં ઉતારવા મથતા રહેતા. મોન્ટેસોરી સિદ્ધાંતોની ચર્ચા કરનારૂં એક પુસ્તક તેમણે ગુજરાતીમાં લખવા માંડયું હતું. તેમાંથીજ તેઓ સાંજે પણ

વાંચતા હતા. વળી પાછી એજ વિષય પર વાત નીકળી. તેમણે કહ્યું: હમણાં હું બાળ જીજ્ઞાસા વિષેનું જે પ્રકરણ લખું છું તે ખરેખર ઘણું સરસ થશે એમ મને લાગે છે. બાળકોની એ વૃત્તિનો મારો અભ્યાસ ઠીક છે. બાળકુતુહલમાંથી દુનિયાની મોટી મોટી શોધો થઇ છે. જેમ્સ વોટે વરાળયંત્ર બનાવ્યું—ન્યુટને ગુરૂત્વાકર્ષણ કાઢ્યું. સૌનો જન્મ બાળકુતુહલમાંથીજ. આમ બાળકોનું કુતુહલ દબાવી દેવાથી ઘણું નુકશાન છે. એમની જીજ્ઞાસાને ઉલટી પોષવી જોઇએ અને ખીલવા દેવી જોઇએ. એ વિષયની પૂરી છણાવટ હું કરવાનો છું. નવું લખાશે, તે હું કાલે આપને વાંચી સંભળાવીશ, મહેતા સાહેબ.

મહેતા સાહેબ—માણેકલાલ બોલ્યા: સંભળાવજો. હું પણ મારાં બાળકોને શાસ્ત્રીય પદ્ધતિએ ઉછેરવા ઇચ્છુ છું. કંઈ ચોપડા વાંચે તેથીજ માણસ હોંશીયાર થાય એવું કંઇ નથી. સમજ્યાને.........વગેરે વગેરે.

( ૪ )

રાતના બાર વાગ્યા હશે. માધવરાય જોશી સાહેબ સાડા અગીયારેક વાગતાના પોતાના ઓરડામાં પથારીમાં પડ્યા છે. પાસાં ફેરવે છે. હજુ ઉંઘ આવી નથી. ઘડીકમાં ઓઢવાનું શરીરે લપેટે છે ને ઘડીકમાં માથે પણ ઓઢી લે છે. એવામાં તેમના ઓરડાનું બારણું ખોલી કોઇક અંદર પેઠું. જોશીજી બોલ્યા: કોણ?

તેમણે ઉશિકા તળેથી દિવાસળીની પેટી કાઢી એક સળી સળગાવી. તેને અજવાળે જોયું તો એક જાડી મોટી ચોપડી હાથમાં લઇ રતુ ઉભેલા દેખાયો.

જોશીજી બોલ્યા: કેમ રતુભાઇ, આટલી રાત્રે આવવું થયું?

રતુ બોલ્યો: સોક્રેટીસ કોણ હતો, સાહેબ? આ ચોપડી

સોક્રેટીસના ઉપદેશોની છે. એ કોણ હતો ?

જોશીજી ખુશ થયા. સહેજ મલકાયા. આ છોકરામાં જ્ઞાનની પિપાસા સારી પ્રબળ છે. પોતાના સિદ્ધાંતોની બરાબર અમલ બજાવણી કરવાની તક સાંપડેલી જોઇ તેમને આનંદ થયો. બેઠા થઇ તેમણે બત્તી બરાબર સળગાવી અને પછી સોક્રેટીસનું જીવન કહેવું શરૂ કર્યું. રતુ સામેજ એક ખુરસી પર બેઠો ને મુંગો મુંગો સાંભળવા લાગ્યો.

એમ ને એમ કલાક નીકળી ગયો. ને તલીંગ દઇને ઘડીયાળે એક વાગ્યાની ચેતવણી આપી. એક મોટું બગાસું ખાઇને માધવરાયજી બોલ્યા: કેમ, સાંભળ્યું ને બધું ?

રતુ બોલ્યો: હવે એકજ વાત સમજાવો. તમે ગ્રીક ગ્રીક કહ્યું તે ગ્રીક કોણ ?

આટલો વખત લેકચર ચાલુ રાખ્યાથી જોશીજી થાકયા હતા. ને હવે નિંદરડી તેમના પર જબરો હુમલો લાવની હતી. તેઓ બોલ્યા: આજે હવે જા. જે જાણુતો હતો તે બધું કહી નાંખ્યું છે. હં ! તું શું પૂછે છે ? ગ્રીક ? ગ્રીસ દેશના લોકો તે ગ્રીક.

રતુ બોલ્યો: તે સાહેબ, ઇટલીના ઇટાલીયન કહેવાય તો ગ્રીકના ગ્રીકીયન કેમ નહિ ?

જોશીજીએ એક બગાસું ખાધું ને પછી બોલ્યા: એ વિષય વ્યાકરણનો થયો.

રતુ કહે: કાલે કહેશો, એમ ? એ સાળું વ્યાકરણજ મને ભારે કનડે છે. એની વાત આવી કે રાત્રે ઉંઘ પણ આવવી મુસ્કેલ.

રતુ જતો રહ્યો. જોશીજી બત્તી બુઝાવી સૂતા. એમના ભેજામાં બધે જાણે સોક્રેટીસ ઘૂમી રહ્યો હતો......એટલામાં તેમની આંખ મિંચાઇ.

માંડ એકાદું ઝોકું ખાધું હશે ત્યાં તો બારણાનો પાછો કીચુડ કીચુડ અવાજ થયો. જોશીજી ચમકીને જાગ્યા. બોલ્યાઃ કોણ ?

જવાબ મળ્યોઃ એ તો હું. રતુ.

બોલ્યાઃ કેમ, વળી શી ખબર !

રતુ બોલ્યોઃ એમ થયું કે લાવ, કાલે જાણવાનું છે તો અત્યારેજ જરા વ્યાકરણ ઉથલાવી લઉં. તેમાં ન સમજાય તે ગોખી મારવું ઠીક નહિ. આપજ કહેતા હતા...

જોશીજી બોલ્યાઃ ઉભો રહે. જરા બત્તી સળગાવવા દે.

દીવો થયો. જોશીજી બોલ્યાઃ બોલ, શું કહેવાનું છે ?

રતુએ વ્યાકરણની પોથી તેમના હાથમાં આપી ને પછી બોલ્યો- આ 'સબ્જેન્કટીવ મુડ' સબ્જેન્કટીવ મુડ આવે છે તે શું ? એનો શું અરથ ? એ શબ્દ ક્યાંથી આવ્યો ?

જોશી માસ્તરે શબજંકટીવ મુડ સમજાવવો શરૂ કર્યોઃ વાક્ય એવડું હોય, ત્યારે એ મુડ આવે છે. સબજંકટીવ મુડ ત્રણ પ્રકારના છે. પહેલું તો...

જોશીજી બોલ્યા ગયા. રતુ સામે બેસી ડોકું ધુણાવી સૂર પુરતો ગયો...તડીંગ તડીંગ...ઘડીયાળમાં બે વાગ્યા. ચોપડી સમેટી જોશીજી બોલ્યાઃ સમજ્યો ને ? હવે જા, સુઈ જા.

રતુભાઇ વિદાય થયા. બત્તી હોલાવી જોશીજી પણ પાછા નિદ્રાદેવીનું શરણું શોધવા પડ્યા. આંખ મીચી વિચારવા લાગ્યાઃ આ વ્યાકરણ શાળાઓમાં ફક્ત ગોખાવેજ છે એ બહુ ખોટું બાઇ ! બરાબર છોકરાને ગળે ઉતાર્યું હોય તો ભાષાજ્ઞાન તો પાકું થાય. આમ ને આમજ ગુજરાતી છોકરા ઇંગ્લીશમાં કાચા રહી જાય છે.

સૂતા સૂતા એવા દશ વીશ વિચારો તેમને આવી ગયા; ને આંખો બીડાઇ જવાની તૈયારીમાં હતી. બીડાઇ જ હતી. ત્યાં

પાણું બારણું કીચુડ કીચુડ બોલ્યું. બાપ રે! આ તો આવ્યો પેલો છોકરો કે શું! એ તે કંઈ ભૂત છે કે પલીત! આટલી રાત્રે પણ એને કંઈ કંઈ પૂછવાનું થઈ આવે છે! ખરી એની કુતુહલ વૃત્તિ...પણ પીપાસા સમાવવી તો જોઈએજ, વારૂ...

બૂમ પડી: સર—સાહેબ!

બત્તી સળગી. જોશીજી બેઠા થયા. જુએ છે તો રતુના હાથમાં મોટું થોથું છે...ગોખલેનું ગણિત...

જોશીજી બોલ્યા: આટલી રાતે દાખલા...

રતુ બોલ્યો: ગણિત તો રાતેજ સારૂં ને! આપે નહોતું કહ્યું કે જ્ઞાનચર્ચા એકાન્તમાં, શાન્તિમાં કરેલી સારી. તેથીજ ગણિત લઈને બેઠો.

તે શું રાતે બીજાને પજવવા? જોશીજીને આખે શરીરે ગુસ્સો પ્રજળી ઉઠ્યો. પણ ગુસ્સો તો માનવીનો શત્રુ છે—ગુસ્સાને વશ થવું એ તો માણુસની નબળાઇ ગણાય. જ્યારે ગુસ્સો ચઢે ત્યારે એકથી સો સુધીના આંકડા બોલી જવા એમ જોશીને એમના પિતાજીએ નહોતું શીખવ્યું?

ગુસ્સે કદિ થવું નહિ; ગુસ્સો કર્યાથી આયુષ ઘટે છે. ગુસ્સો આવે ત્યારે સો સુધી આંકડા ગણી જવા. તે શમી જશે. અત્યાર સુધી બાપુજીનો આ અણમોલ ઉપદેશ તેઓ પાળતા આવેલા તે શું હવે છોડવો પડશે? તેમણે દાંત વડે હોઠ દાબ્યા ને એકથી સો આંકડા મનમાં મનમાં ગણવા શરૂ કર્યા. તેમને ચુપચુપ બેઠેલા જોઈ રતુ નિરાંતે ને ઠંડે ચહેરે સામે આવી બેઠો. તેમના ખોળામાં ચોપડી ને પેન્સીલ કાગળ મૂક્યાં ને પાનું બતાવી કહ્યું: આ રહ્યો એ દાખલો, સાહેબ.

ના! ના! છોકરો મજાક નથી કરતો...એને સાચેજ જ્ઞાનની તરસ જાગી છે. ચોપડીમાં મેંજ લખ્યું છે ને કે...બાળકને

કુતુહલ થતાંજ તેની તૃપ્તિ આવશ્યક છે. ભલે તે માટે ગમે તેટલી અડચણ મુશ્કેલી વેઠવી પડે. એ કુતુહલ પરિતૃપ્તિ વખતે કાળાકાળનો વિચાર કરવો ઉચિત નથી. બાળકને પાછું ઠેલવાથી તેના મગજને આઘાત પહોંચે છે. આમ પોતેજ લખીને પોતેજ તે સિદ્ધાંતનું ઉલ્લંઘન કરવું. એટલે...એટલે તો પછી થઇજ રહ્યું ને!

જોશીજી દાખલો ગણવા બેઠા. રતુ સામે બેસી સુર પુરવા લાગ્યો રતુની એકતાનતા ને લગની જોઇ ખરેખર જોશીજી મુગ્ધ થયા. ખરેખર, છોકરો ભારે ચાલાક નીવડશે. દુનિયામાં નામ કાઢશે. એની જીજ્ઞાસા તદ્દન કુદરતી છે. જોશીજીએ દાખલો રતુને સમજાવવા માંડયો. એક વાર, બીજી વાર, ત્રીજી વાર. ઘડીયાળમાં તડીંગ તડીંગ ત્રણ ટકોરા થયા. જોશીજી બોલ્યા: સમજ્યો ને? હવે સૂઇ જા.

રતુ જવા નીકળ્યો. જોશીજી બોલ્યા: દરવાજો જરા દાબીને દેજે. ક્યાંકથી બહુજ ઠંડો પવન આવે છે.

રતુએ બારણું સપ્પટ દીધું ને ગયો.

બત્તી બુઝાવી જોશીજી પાછા સૂવા ગયા. આંખ મીંચી. પણ ઉંઘ હવે રીસાતી લાગી. નિંદરડીનો પણ શો ગુન્હો? રાત્રે કેટલીય વાર તેણે આવી જોશીજીની આંખ પર રહેઠાણ કરવાનો મનસુબો કર્યો, પણ કેટલી વાર પાછી ઠેલાઇ? તેને પણ શું થોડું ઘણું સ્વમાન ન હોય? એટલે વખતે પાછું અપમાન થશે, એ બ્હીકે નિદ્રા દેવીએ જોશીજી પાસે આવવાની જરા પણ ઇચ્છા ન દર્શાવી.

જોશીજીએ પાસાં ફેરવ્યા કર્યાં. પછી ખૂબ એકચિત્તે તેમણે કલ્પના કરવા માંડી. જાણે પુષ્કળ ગાયોનો એક કાફલો રસ્તેથી જાય છે. સૌના ગળામાં સુંદર ઘુઘરમાળ છે. ઘુઘરમાળનો સુંદર

રણકો સંભળાય છે. તેમાંથી જાણે અવનવું સંગીત નીકળે છે. આ વિચારતાં વિચારતાં તેમણે આંખ મીંચી. તેમને ખબર હતી કે આ રીતે ઉંઘ જલદી આવી શકે છે.

પણ હાય! તેમના નિદ્રાઘરમાં સામે તો રતુ રૂપી રાહુ પડ્યો હતો. કલ્પિત ઘુઘરમાળનો કલ્પિત રણકાર છૂ થઇ ગયો અને રતુનો ઘાંટો સંભળાયો: સર...

ફરી પાછો? અરેત્તારીની. છોકરા, તેં આજે માંડયું છે શું? હવે ગુસ્સો કેમ ન આવે? આયુષ ઘટવાનું હોય તો ભલે ઘટે. સહન કરવાને પણ કંઇક હદ...તેમણે તરડાઇને ઘાંટો કાઢ્યો: કેમ, પાછો આવ્યો! કેવોક અડીયલ છોકરો છે!......

રતુ બોલ્યો: સાહેબ, કેમે કરી ઉંઘ નથી આવતી, એટલું બધું જાણવાનું મન થાય છે.

જોશી બોલ્યા: એકજ રાતમાં મોટો ચાણક્ય થઇ જવા નીકળ્યો છે, કેમ? જા? કાલે સ્હવારે આવજે.

એકદમ નરમ—નમ્ર—વિનયભર્યે અવાજે રતુ બોલ્યો: જરાકજ પૂછવાનું છે, સાહેબ...

જોશીજી બોલ્યા: બોલ......

કહી તેમણે બત્તી સળગાવી. બત્તી પણ બિચારી જાઉં જાઉં કરે છે. જોશીજી બોલ્યા: જો, હવે ઘાસલેટ નથી. તે ધ્યાનમાં રાખ. બોલ.

રતુ બોલ્યો: મારી ઓરડીએ બીજી બત્તી છે સાહેબ. ઉભા રહો, લઇ આવું. કરતોકને માસ્તર સાહેબ હા કે ના કંઇ કહે તે પહેલાં તે એકદમ દોડી ગયો ને બીજી બત્તી લઇ આવી ઉભો રહ્યો. તેની વાટ ચઢાવી બોલ્યો: હવે કહું

જોશી મહારાજની આંખો તો ચકરડી ભમરડી રમતી હતી. બળ બળ થતી હતી. શી એ બળતરા! તેઓ બોલ્યા: ચાલ,

ઝટ કર...

રતુ બોલ્યોઃ એક માણસ પડી જાય ત્યારે બીજાઓ હસતા કેમ હશે?

રતુને એક સજ્જડ તમાચો ચોંડી દેવાનું જોશીને એવું તો મન થયું...! પણ પછી...? ક્યાં તેના મોન્ટેસોરી સિદ્ધાંતો... ક્યાં તેની તે બાટેની ખ્યાતિ...? છોકરો બધાને વાત કહેતો ફરે તો......?

જેમ તેમ ગુસ્સો શમાવી તેમણે રતુને સમજાવવા માંડયુંઃ માણુસ આગળ ખૂબ જંગલી અવસ્થામાં હતો. કેળવણી ન પામ્યાથી માણુસ તે વેળા બીજાની દુર્દશામાં આનંદ માનતો. તે પછી કેળવણી વધતાં માણુસનું જંગલીપણું ઘણે અંશે ઘટી ગયું...એ પછી પડી જવા વિષેની ચર્ચા આવી...Balancing સમતોલન–Law of Gravitation–ગુરૂત્વાકર્ષણ...એમ ને એમ એ વિષય પણ મોટા મહાભારત જેવો થઇ પડયો. દરમ્યાન ઘડીયાળે ચાર ટકોરા કયારના વગાડી દીધેલા. રતુ કદિક કદિક પોતાની લુચ્ચી આંખો વડે જોશીજીના ચહેરા પરના ભાવો જોઇ લેતો, એ જોશીજીના ધ્યાનમાં નહોતું. તેમણે તો ભારે ઉત્સાહભેર ઇતિહાસ, વિજ્ઞાન, સમાજશાસ્ત્ર વગેરે દષ્ટિથી એ વિષયને છણ્યા કર્યો.

પત્યું. રતુ ગયો. પણ થોડે ગયો ન ગયો ત્યાં પાછો ફર્યો ને બોલ્યોઃ સાહેબ!

જોશીજી બોલ્યાઃ ના, ના. આજે તો હવે ઉંઘવુંજ નથી. આવ, આજે તારા જે કંઇ સવાલ હોય તે લાવ. સાનો નિકાલ કરી દઉં.........

રતુ બોલ્યોઃ પરીક્ષામાં પહેલે નંબરે કેમ અવાય?

જોશી સાહેબને પહેલાં તો થઇ ગયું, કે કહું કેઃ પરીક્ષાના

પેપરો (સવાલપત્રો) ચોરી લાવવા—અથવા ચોપડી ગજવામાં સાથે લઇ જવી—પણ એ શબ્દો હોઠ પર ન આવી શકયા. તેઓ બોલ્યાઃ સારી પેઠે વાંચવાથી...

રતુ બોલ્યોઃ સારી પેઠે વાંચ્યું કોને કહેવું...?

જોશીજીને થયું: પેલી મોન્ટેસોરીનો મારો હસ્તલેખ આજેજ ને અબઘડીએ બાળી નાખું, સળગાવી દઉં. પણ તેમને વળી પાછો પિતૃઉપદેશ સાંભર્યો. ગુસ્સો કર્યાથી જીંદગી ઘટે.

આજે તો—આજની રાતમાં ગુસ્સોય કેટલી વાર આવી ગયો ને શમાવવો પડયો; ને ગુસ્સોજ કેમ ! આંખની બળતરા—શરીરની બેચેની—માથામાં ચક્કર ભમ્મર, એના કરતાં તો જીંદગી ટુંકાય તેમાં શું ખોટું ?

સવાલ પર સવાલ—જોશી માસ્તરે મરણિયા થઇ જેમ આવ્યું તેમ જવાબ પાછો વાળ્યો. ઘડીયાળમાં તે વેળા છ વાગ્યા હતા.

જોશી માસ્તરનું માથું ભમતું હતું. સજ્જડ દુઃખતું હતું. તેઓ ઉઠી ગયા. સવારની ઠંડી વાયુલહરીથી કંઇ ઠંડક વળે તો ઠીક, ધારી ઓરડાની બહાર નીકળ્યા. તેમના માથાના વાળ પણ જાણે ખડા થઇ ગયેલા. તેમની આંખો કેસુડાં સાથે હરિફાઇ કરતી હતી. તેમનું શરીર જાણે ઉથલાઇ પડયું હતું. ઉભા રહેવા જોગી પણ જાણે હામ નથી. તે ઓરડા બહાર નીકળી વરંડા પર બેઠા. એકાદ પ્યાલો ચ્હા મળે તો ઠીક એમ તેમને થયું. તેમણે ઓરડીમાંથી એક આરામ ખુરશી ખેંચી બહાર આણી, ને તે પર પડયા. આંખ મીંચી, ત્યાં તો—

"સાહેબ"—સંભળાયું !

સમણું કે ? ચમકીને જોશીજીએ આંખ ઉઘાડી જોયું. ના, ના, સમણું શાનું ! એ તો એજ નિદ્રારાક્ષ પેલા રતનલાલજી !

રહવારે પણ! આ તો આપઘાત કરવા જેવો ઘાટ!–કયે કાળ ચોઘડીયે મેં મોન્ટેસોરી નામ વાચ્યું–કયે કાળ ચોઘડીયે મેં ચોપડી લખવાનું નક્કી કર્યું...કંઇ કંઇ વિચારો તેમના મગજમાંથી પસાર થઇ ગયા. ને રાતીચટક આંખે લાલ પીળા થઇ જોશીજી રતુ સામે જોઈ રહ્યા!

રતુ બોલ્યોઃ સાહેબ, દિવસ પછી રાત પડે, કે રાત પછી દિવસ?

જોશીજી બોલ્યાઃ જવાબ પછી. તારૂં વ્યાકરણ લાવ. તે લઇને વિભક્તિઓ ગોખી જા. પછી તને જવાબ મળશે.

કહી તેઓ ઉઠી ગયા.

રતુ ડાહ્યા, શાણા, શાંત છોકરા પેઠે જઇને કમળાશંકરનું વ્યાકરણ લઇ આવ્યો. જોશીજીએ તેને એક પાનું ખોલી આપી કહ્યું: અહિંથી બાર પાનાં સુધી ગોખી કાઢ, એટલે તને સમજાશે, કે રાત પછી દિવસ કે દિવસ પછી રાત. કહી તેઓ પોતાની ઓરડીના બારણા તરફ વળ્યા.

રતુ ચોપડી લઇ રવાના થયો. પણ થોડેક જઇ પાછો ફર્યો ને જોશીજીના ઓરડામાં ડોકીઉં કર્યું. પછી તો ફડાક દેતો કે દોડતો તે ગયો ચીમનની ઓરડીએ. ચીમન ઉઠીને મ્હોં ધોતો હતો. તેને કહેવા લાગ્યોઃ ભાઇ, ભાઇ, ફાવ્યા.

ચીમન પહેલાં તો કંઇ સમજ્યો નહિ. તેના તરફ જોઇ રહ્યો.

રતુ બોલ્યોઃ જોશી માસ્તર સામાન બાંધે છે.

ચીમન બોલ્યોઃ એમ...?

બાકીની કથા તે ઇશારામાં સમજી ગયો.

તે વેળા બાપુજી હજુ ઉઠ્યા નહોતા. થોડી વારે બંનેએ નીચે જતાં સાંભળ્યું. જોશીજી રાધાશરણને કહેતા હતા, મારો બિસ્તરો અને ટ્રંક લઇને મારી સાથે ચાલ. રસ્તે ટાંગો મળશે. તેમાં

મુકીને તું તારે પાછો આવજે. મારે આજેજ જવું પડશે. ઘેરથી બધાં આવી ગયાં છે. નવું ઘર રાખી લીધું છે.

રતુ ચીમન તરફ જોઇ રહ્યો—તેનું મ્હોં હસી હસી રહ્યું હતું. ચીમને નાકે આંગળી દઇ કહ્યું: ચુપ.

* * * *

બાપુજી ચહા પીતા હતા. રતુ ને ચીમન ત્યાં આવી ઉભા રહ્યા. મા બોલી: રાધાશરણ કહેતો હતો કે આંખો તો લાલચોળ, બોલવાનું ઠેકાણું નહિ. માસ્તર લોકો પણ નિશો કરતા દેખું બા.

માણેકલાલ બોલ્યા: જા, જા! રાધો કંઇ ગાંડો થયો હશે.

તે સિવાય ત્યારે મા બોલી: નહિ તમને મળ્યા, નહિ કોઇને કહ્યું, ને આટલા વહેલા ચોરની પેઠે ચાલ્યા ગયા!

બાપુજી બોલ્યા: હં!........

ચાલ્યા જવાનું કારણ ચીમન ને રતુ બે જાણુતા હતા—બેજ જાણુતા હતા. પણ તે કોઇને કહેવાનું નહોતું તો!

બંને મુંગા મુંગા બહાર નીકળ્યા. બહાર જઇ રતુ બોલ્યો: મોટાભાઈ, મારો ભમરડો!

ચીમન કહે: નિશાળે જતી વેળા.

રતુ બોલ્યો: ચાર જોઇશે હોં, બે દેશી, બે વિલાયતી.

ચીમન બોલ્યો: વારૂ વારૂ હવે! પણ જે, બાપુજી કે બા વાત જાણે નહિ, હોં!

હસીને રતુ બોલ્યો: બ્હીવાનું કારણ નથી. જોશી માસ્તર હવે આ ઘરને પડછાયે પણ નહિ આવે!



# બળ્યું!

## આ તો કાંઈ સમજ પડતી નથી.

સરલા હાથમાં સોયો અને રૂમાલ લઈને બેઠી હતી. ભરતાં ભરતાં અમુક એક આંટો કેવી રીતે લેવો તેની એને સમજ પડી નહિ.

એટલે માથે હાથ દઈને બેઠી. બોલી—"બળ્યું! આ તો કાંઈ સમજ પડતી નથી."

**એટલામાં**

એની સખી સુશીલા આવી. તેણે એને કહ્યું—"બ્હેન, એમ નિરાશ શું થાય છે? સુરતના શ્રી સાહિત્ય મંદિરમાં તેર આના મોકલી એક ભરત-ગુંથણની ચોપડી મંગાવી લે. પછી તને કદિ કોઈ વાતની મુશ્કેલી પડશે નહિ. ત્યાં તો આવી સ્ત્રીઓને ઉપયોગની ઘણી ઘણી ચોપડીઓ મળે છે."

**શ્રી સાહિત્ય મંદિર, કેળાપીઠ, સુરત.**

# સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

## આશક્તિ ગ્રંથમાળા

### સટ પહેલોઃ ૧ થી ૧૦

૧ **વંધ્યા**—સવિતા જુવાન ગુજરાતણની આબેહૂબ મૂર્તિ છે. તેના હૈયાની વેદના ચીતરતી આ ચોપડી એકેએક વાંચકે વખાણી છે. ૦—૪—૦

૨ કાકી—શરદ બાબુની કલમે લખાયલી આ વાર્તા સ્ત્રીઓ માટે સરસ આદર્શ રજુ કરે છે. ૦—૩—૦

૩ **કાયદામાં સ્ત્રીનું સ્થાન** (દરેક સ્ત્રી વાંચે)—હિન્દુ સ્ત્રીનું કાયદામાં કેવું સ્થાન છે, તેના હકો શા છે ને શા હોવા જોઇએ, પારસી, મુસ્લીમ સ્ત્રીઓને કેવા હક છે વગેરે માહિતીથી ભરપૂર આ ચોપડી ગુજરાતીમાં એકજ છે. દરેક બાપે દીકરીને, ભાઇએ બહેનને, ને વરે વહુને વંચાવવીજ જોઇએ. ૦—૩—૦

૪ **અર્ધાંગના**—સ્ત્રીઓ અણીને વખતે પુરૂષને કેવી રીતે મદદ-

ગાર બની શકે તેના આદર્શ રજુ કરતી વાતો. ૦—૪—૦

૫ **ગૃહવ્યવસ્થાની વાતો (બેટરી)**—ઘરખટલાની આંટીઘુંટી પર અજવાળું પાડનારી આ વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં નવીન ભાત પાડે છે. ૦—૬—૦

૬ **ખાંયણાં**—ઠોઠીલી ગુજરાતણના હૈયામાંથી ટપકેલી જીવનની રમુજી, દયામણી, તેમજ આનંદી બાજુનાં ચિત્રો દોરતી આ લોકગીતોની ચોપડી ઘેર ઘેર રાખવા લાયક છે. ૦—૫—૦

૭ **બલિદાન**—આવતી પ્રજાને શૂરવીર બનાવવા માટે બહેનોમાં આ પરાક્રમની ગદ્ય કવિતાઓનો ખૂબજ પ્રચાર થવો જરૂરી છે. સર અવસરે તેમજ ખાસ કરીને સગર્ભાવસ્થામાં ભેટ આપવા જેવી રૂપાળી ચોપડી. ૦—૫—૦

૮ **ભવાટવી**—હિંદુ સંસારમાં સ્ત્રીઓનાં જીવનની દયામણી બાજુ બતાવતી આ સાચી આત્મકથાઓ વાંચતાં આંખ ભીની થશે. ૦—૪—૦

૯ **મા**—વર, વહુ, મા, બાપના પરસ્પર સંબંધ પ્રેમાળ અને વહાલસોયા કેવી રીતે બને તેની છણાવટ આ વાતોમાં કરેલી છે. ૦—૪—૦

૧૦ **જયાના પત્રો-કસોટીમય લગ્ન**—વરવહુનું જીવન સુખી કેમ બને તે સમજાવતાં અને વરે વહુ સાથે ને વહુએ વર સાથે કેવી રીતે વર્તવું તેના પર અજવાળું પાડનારા આ કાગળો બહુજ રસીલા છે. ૦—૬—૦

**આખો સટ રૂા. ૨-૧૨-૦ને બદલે ૨-૯-૦**



## સટ બીજો: ૧૧ થી ૨૦

૧૧ **પતિની પસંદગી**—વરવહુ પોતે એકમેકને પસંદ કરે એવા વિચારો ધરાવનારાઓએ આ વાર્તાઓનું ઝુમખું ખાસ વાંચવા ને વંચાવવા લાયક છે. ૦—૪—૦

૧૨ **લીલીની આત્મકથા**—એક દુઃખીયારી બહેનની આ આત્મકથા સાવકા સહીયારાંના દુઃખો પર અજબ જેવો નવીન પ્રકાશ પાડે છે. જગતમાં શું આવું ય બને છે ?!—એમ આશ્ચર્ય થશે. ૦—૩—૦

૧૩ **ફોઇ**—બંગાળનાં ગામડાંઓમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી ખરાબ છે તેનો ચિતાર રજુ કરતી આ વાર્તા ઘણી જ રસિક તથા બોધક છે. ૦—૪—૦

૧૪ **પારસી વાનીઓ**: (શાકાહારી)—લગભગ સો ઉપરાંત ભાતભાતની લસલસતી, લહેજતદાર, માંસમચ્છી વગરની વાનીઓ બનાવવાની સહેલી, ઝટ સમજાય એવી રીતે આમાં આપેલી છે. ૦—૬—૦

૧૫ **વિધવા**—હિન્દુ સંસારની એ દુઃખદ બાજુની જુદી જુદી નજરે છણાવટ કરતી આ ચાર વાર્તાઓમાં ઘણો નવીન પ્રકાશ પાડેલો છે. ૦—૫—૦

૧૬ **કોને પરણું ?**—અભણ ગૌરી ગામડાની છે. ભણેલી ઇન્દુલેખા શહેરની છે. ગામડાની ગૌરી, ઇન્દુલેખા માટે જે ભોગ આપે છે તે ભોગ ઇન્દુલેખાના પોતાના ભોગ જેટલોજ મહાન છે ! આર્ય રમણીના હૃદયની ઉત્તમતાનું આ ચિત્ર જેટલું ભવ્ય છે તેટલુંજ રસિક છે. ૧—૪—૦

૧૭ **સુઘડતા ને સુંદરતા**—વાળનું જતન, દાંતનું જતન,

ચહેરાનું જતન, કપડાં અને ઘરેણાં પહેરવાની કળા, તંદુરસ્તી ખીલવીને સુંદર બનાવવાની કરામતની આ ચોપડીનો જોટો ગુજરાતી ભાષામાં નથી જ. ૦ ૮–૦

૧૮ **હાસ્ય ફુવારો**—શ્રી 'પ્રસાદ'ની રમુજી સામાજિક વાતોનો આ સંગ્રહ દરેક કક્ષાની બહેનોને અત્યંત રસિક લાગશે અને નિર્દોષ આનંદ આપશે. ૦–૮–૦

૧૯ **ભૂતના ભડકા**:—શ્રી ધનસુખલાલ મહેતાની લખેલી આ સુંદર સામાજિક વાતોનો સંગ્રહ સર્વત્ર વખણાયો છે. પૃષ્ઠ બસો. ચિત્રો પણ પુષ્કળ આપેલાં છે. ૧–૮–૦

૨૦ **વિષવૃક્ષ**:—બંકિમબાબુની આ ત્રીજી સર્વમાન્ય નવલકથા હિન્દુ સંસારી કોયડાઓની છણાવટ ઘણી જ સરસ રીતે કરે છે. બંગાળામાં ઘેરઘેર વંચાય છે. ૧–૮–૦

**આખો સટ રૂા. ૬–૧૦–૦ને બદલે રૂા. ૬–૩–૦**

—o—

## સટ ત્રીજો ૨૧ થી ૩૦

૨૧ **હાસ્ય કલાપ**—સામાન્ય કોટિનાં માણુસો સ્ત્રીઓ બાળકોને પણ ખડખડ હસાવે તેવી, છતાં તદ્દન નિર્દોષ અને નિર્ભય વાર્તાઓનો આ સંગ્રહ ગુજરાતના હાસ્ય સાહિત્યમાં સારૂં સ્થાન પામ્યો છે. ૧–૮–૦

૨૨ **દેવી ચૌધરાણી**—પ્રફુલ્લ નામની સાદી સીધી બાળા કેવી રીતે વીરાંગના બને છે તેનો અત્યંત રસિક અને પ્રેરક હેવાલ. મૂળ બંકીમ બાબુએ લખેલો છે. ૧–૮–૦

૨૩ **વીર રાજા**: (કાળું ગુલાબ)—ફ્રાન્સના નવલસમ્રાટ એલેક-

ઝાંડર ડૂમાએ લખેલી એક જેલર બાળાના પ્રેમ અને થરાતનની અજબ જેવી ઇતિહાસ કથા. ૧—૦—૦

૨૪ **હાસ્ય ઝરણાં**—હાસ્યરસના પ્રસિદ્ધ લેખક શ્રી હરિપ્રસાદ વ્યાસની આ વાતો આપણા સંસારની બૂરી બાજુ પર ચાબખા મારતાં મારતાં ખૂબજ કલ્લોલ કરાવે છે. ૧—૮—૦

૨૫ **"જરા ચ્હા મૂકજો"** (હાય આસામ)—સ્હવારે ને બપોરે મોજથી પીવાતા ચ્હાના પ્યાલાઓના ભીતરમાં ચ્હાના બગોચાઓના મજુરોની કેવી કરૂણ હાય વસી છે, તેનું એક મજુરે લખેલું સાચું વાર્તા રૂપ બ્યાન. જે વાંચીને સેંકડો માણસોએ ચ્હા ત્યજી છે. ૧—૦—૦

૨૬ **દાસ રજની:** (નવી આવૃત્તિ)—ગરબા પુસ્તકોની મહારાણી. ૧—૧૨—૦

૨૭ **જીવન પલટો**—આમાં ત્રણ જુદી જુદી સ્ત્રીઓનું જીવન જુદી જુદી રીતે બદલાઇ જાય છે તેનું વર્ણન આલેખતી રસિક ને બોધક વાર્તાઓ આપેલી છે. ૦—૪—૦

૨૮ **સુખી ઘર**—આપણા ઘરને સ્વર્ગ સમાન સુખી કેવી રીતે બનાવવું તેના પદાર્થપાઠ રૂપ ચિત્ર આલેખતી બોધકથા. ૦—૩—૦

૨૯ **ભરત ગુંથણ**—નાની બાલિકાઓ પણ સહેલાઇથી સમજીને શીખી શકે એવી શૈલીમાં એક અનુભવી પારસી બ્હેને લખેલું પુસ્તક, જાતજાતની તરાહ તેમજ આકૃતિઓ સાથે. ૦—૧૦—૦

૩૦ ચોર્યાસીનું ચક્કર—ગુજરાતના એક અનુભવી હાસ્યરસના લેખકે આ પુસ્તિકામાં સ્ત્રીઓને રસ પડે અને સહેલાઇથી સમજાય એવી રીતે સંસારની ગમ્મતભરી વાતો લખી છે. ૦—૫—૦

આખો સટ રૂા. ૯—૧૦—૦ ને બદલે રૂા. ૯—૦—૦

—०—

## સટ ચોથો: ૩૧ થી ૪૦

૩૧ રઝિયા બેગમ—દિલ્હીના ચક્રવર્તી સિંહાસન પર બેસી રાજ્ય ચલાવનારી પહેલવહેલી સમ્રાજ્ઞીનું જીવનચરિત્ર. બ્હાલો માટે ઉત્તમ છે. ૦—૩—૦

૩૨ ગૃહવિવેક અને બીજી વાતો—આમાંની મુખ્ય વાર્તામાં વિલાયતી અને દેશી સભ્યતા, ઘરની રીતભાતની તુલના કરેલી છે. બીજી વાર્તાઓ પણ ખૂબ રસિક અને બોધક છે. ૦—૬—૦

૩૩ સખીના પત્રો અથવા સંસારનાં દર્દો—લગ્નની નિષ્ફળતાથી કંટાળી જઇને આપઘાત કરવા તત્પર થયેલી એક યુવતિને તેની બ્હેનપણી પત્રો દ્વારા ખરો માર્ગ સુઝાડે છે. દરેક માબાપે આ પુસ્તક પોતાની પુત્રીને પરણાવતાં પહેલાં આપવું ઘટે છે. ૦—૮—૦

૩૪ સ્ટવનું શાસ્ત્ર—આ નાનકડી પુસ્તિકામાં પ્રાઇમસ સ્ટવ વિશે, તેની રચના, તથા જુદા જુદા ભાગો વિશે સચિત્ર અને વિગતવાર સમજૂતી આપી છે. ૦—૩—૦

૩૫ સ્ત્રી હૃદય—આ નાની સરખી નવલિકામાં સ્ત્રી હૃદયનો સાચો ચિતાર આપેલો છે. એક આદર્શવાદી યુવાન પાછળ

વેલી બની જીવન બલિદાન આપનાર વારાંગનાની કથા એકજ બેઠકે પુરી કરવી ગમે તેવી છે. ૦—૩—૦

૩૬ માતૃપ્રેમ અને બીજી વાતો—આ સંગ્રહની મુખ્ય વાતમાં એક માતા પોતાનાં સંતાનને ખાતર શું શું સહન કરી શકે છે તેનું આદર્શ દષ્ટાંત આપ્યું છે. બીજી વાતોઓમાં પણ ઉત્તમ સ્ત્રી પાત્રોનાં આલેખન છે. ૦—૪—૦

૩૭ પારસી લગ્નગીતો અને ગરબા—શું પારસી લોકોમાં બી લગન વખતે ગીતો ગવાય છે? તમે નવાઇ પામશો. છતાં આ ચોપડી જોશો એટલે ખાત્રી થશે. કેટલાંક ગીતો તો ખૂબ રમુજી ને આનંદજનક છે. ૦—૬—૦

૩૮ દામ્પત્ય જીવન—સંતતિનિયમન, કસુવાવડ, પ્રતિપ્રેમ જાળવવાની કળા, શરીર નિરોગી ને સુડોળ રાખવાની કળા તથા માસિકને લગતી દરેક ફરિયાદો મટાડવાની વિદ્યા—એ બધુંજ આ પુસ્તકમાં આપ્યું છે. ૨—૮—૦

૩૯ વહેમી પતિ—એક સંસ્કારીક અને સુધારક યુવાન પોતાની સુંદર અને સુશીલ પત્ની તરફ વહેમાય છે. એ 'વહેમ'ને કારણે તે પત્નીનો ભોગ લે છે. ને પછી ગાંડો બને છે એ પાગલની આપવીતીનો કરૂણ અને હૃદયસ્પર્શી હેવાલ ગૃહજીવનનો નવોજ કોયડો ઉકેલે છે. ૦—૩—૦

૪૦ આરોગ્ય અને સુખ—આ પુસ્તકમાં દરેક સ્ત્રી પોતાના કુટુંબની તેમજ પોતાની સુખાકારી કેવી રીતે જાળવી શકે તેને લગતું જરૂરી જ્ઞાન, દરેક ખાદ્ય ચીજોના ગુણદોષ વગેરે આપેલું છે. દરેક ગૃહિણીએ આ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. ૦—૬—૦

**આખો સટ રૂા. ૫—૨—૦ને બદલે રૂા. ૪—૧૩—૦**

—•—

## સટ પાંચમો: ૪૧ થી ૫૦

૪૧ **સામાજિક વાતો**—સંસારના જુદા જુદા કોયડા ઉકેલતી તાદૃશ વાતો એકી બેઠકે પૂરી કરવી જ પડે તેવી રસિક છે. ૦—૫—૦

૪૨ **રમુજી વાતો:** (શ્રીશક્તિની)—આ વાર્તાઓમાંની ઘણીક આપણા હંમેશના જીવનનાં દૃશ્યોમાંથી ઉપજાવી છે ને ખૂબ હસાવે તેવી છે. ૦—૪—૦

૪૩ **ભલી ભાભી**—એક સંસ્કારી સ્ત્રી પોતાના દીયરના અપકાર ઉપર ઉપકાર કરી તેને કેવી રીતે નમાવે છે, તેનું સુંદર દૃષ્ટાંત આમાં છે. વૈધવ્ય પામેલી આર્ય અબળા પોતાની નીતિ મર્યાદા સાચવીને પ્રમાણિકપણે પોતાનું ગુજરાન કેવી રીતે કરી શકે તેનો પણ બોધપાઠ છે. કિંમત પણ અલ્પ હોવાથી લ્હાણી કરનારા માટે બહુ જ સવડ ભરેલી છે. ૦—૧—૦

૪૪ **પતિ પ્રભુ છે**—આ ચોપડી પણ લ્હાણી માટે ખૂબ સસ્તી કિંમતે કાઢેલી છે. એમાંની વાતો પતિવ્રતની બહુ જ સચોટ છાપ પાડે છે. એક સંસ્કારી પત્ની પોતાના દારૂડિયા ને રખડેલ પતિને વશ કરે છે. ૦—૧—૦

૪૫ **માંદગી અને માવજત**—દરેક સ્ત્રીને આ વિષયનું તો જ્ઞાન હોવું જ જોઇએ. માંદાની સારવાર સંબંધી ખૂબ ઉપયોગી સૂચનાઓથી આ પુસ્તક ભરેલું છે. ૦—૪—૦

૪૬ **વાતનું વતેસર**—બાળાઓ સ્હેલાઇથી ભજવી શકે એવું હાસ્યરસિક નાટક. ૦—૧—૦

૪૭ **ઘરેણાંનો શોખ**—વિમળા નામની એક ભોળી છતાં

સૌંદર્યશોખીન બાળાએ પોતાના ઘરેણાં–શોખને લીધે પોતાનો પતિ જેલમાં જાય એવા સંજોગો કેવી રીતે ઉભા કર્યા તેનો તાદૃશ ચિતાર આપતી આ વાર્તા સચોટ અસરકારક છે. ૦–૧–૦

૪૮ **પારસી સતીઓ**—રાજાબાઈ ટાવર પરથી બે પારસી બહેનોએ પોતાનું શીયળ સાચવવા ખાતર ભુસકા મારી કરેલા આપઘાત. ૦–૬–૦

૪૯ **એકાદશી**—શ્રી સરોજિની મહેતા (એમ. એ.)ની લખેલી અગિયાર સુંદર સામાજિક વાતો બધીજ નવા સિધ્ધાંતો રજૂ કરે છે. ૦–૧૧–૦

૫૦ **રાણકદેવી**—હજાર વર્ષ ઉપર થઇ ગયેલી મહાન વિભૂતિની આ જીવનકથા અર્વાચીન શૈલીમાં ગુજરાતના એક ઉત્સાહી સિદ્ધહસ્ત લેખકે ઘણીજ રસિક લખેલી છે. ૦–૧૨–૦

**આખો સટ રૂા. ૨–૧૩–૦ને બદલે રૂા. ૨–૧૦–૦**

—૦—

## સટઃ છઠ્ઠો ૫૧ થી ૬૦

૫૧ **શિવાજીની બા**—મહારાષ્ટ્ર વીર શિવાજીને જન્મ આપી ઉછેરનાર વીર માતાનું રસિક અને પ્રેરણાદાયક જીવન-ચરિત્ર દરેક બહેને એક વાર અવશ્ય વાંચવું જ જોઇએ. (તેર આનાની ટિકિટ બીડવી) ૦–૧૦–૦

૫૨ **સાસુની શિખામણ**—વહેમી માન્યતાઓને લીધે સ્ત્રીઓનાં જીવનની કેટલી હાનિ થાય છે તેની બોધકથા. ૦–૧–૦

૫૩ કાયદાનું અજ્ઞાન—એ અજ્ઞાનને લીધે બહેનો પોતાની મુંડી દોલત કેવી રીતે ખુએ છે તેની બોધકથા. ખ્યાજ ઉપજાવવાની જરૂરી માહિતી સાથે. ૦—૧—૦

૫૪ નામ વગરની નવલકથા—કપરા સંજોગોમાં મૂકાયેલી એક પારસી બહેનના અનુભવોની રસિક વાર્તા. ડીટેકટીવ રસથી ભરપૂર. ૧—૮—૦

૫૫ નારીભિષક—સ્ત્રીઓના રોગોની ચિકિત્સા તથા ઉપચાર વિશેનું પ્રમાણભૂત પુસ્તક. ૦—૪—૦

૫૬ માસિક ધર્મ—'અટકાવ' વિશેની ઉપયોગી માહિતીથી ભરેલો નિબંધ. ૦—૨—૦

૫૭ નવા સાથિયા—દિવાળીના દિવસોમાં પોતાનું આંગણું દીપાવવા માટેના સુંદર અજોડ નમુના આમાં આપ્યા છે. ૦—૨—૦

૫૮–૫૯ વીર તારા—(બે ભાગમાં) તોડાની વીરાંગનાનું પ્રેરણાત્મક ચરિત્ર. પૃષ્ઠ ૪૦૦ ગ્લેઝ કાગળ. કુલ ૨—૪—૦

૬૦ ગોરમાનાં ગીતો—ગોરોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ. ૦—૧—૦

**આખો સટ રૂા. ૫–૧–૦ને બદલે રૂા. ૪–૧૨–૦**

—૦—

## સટ સાતમો: ૬૧ થી ૭૦

૬૧ મેડમ ડેમીડા—(નીહિલિસ્ટોના પંજામાં) આ એક રૂશિયન વાર્તા છે. જેમાં મેડમ ડેમીડા નામની એક સ્ત્રી ઘણાંજ હેરતભરેલાં તેમજ બુદ્ધિ-ચરાતનનાં કામો કરે છે. ૦–૧૨–૦

૧૨ **સામાજિક વાતો. ભાગ ૨.—લેખક શ્રી રમાકાન્ત દ્વિવેદી.** આમાં આપણા આધુનિક સમાજને સ્પર્શતી અને તેનાં જુદાં જુદાં દૃષ્ટિકોણ રજુ કરતી રસિક નવલિકાઓ આપેલી છે. ૦—૩—૦

૧૩ **ગુણિયલ ગૃહિણી**—સારી ગૃહિણી કોણ? પોતે ભપકાદાર સાડી પોલકાં પહેરીને ઠેર ઠેર ભાષણો કરતી ફરે તે? કે પોતે આત્મભોગ આપીને પોતાનાં અને પોતાની આસપાસનાંઓને સુખી કરવા પ્રયત્ન કરે તે? આ પ્રશ્ન સમાજનો સનાતન પ્રશ્ન છે. તેને વિશે વિચારો જગાડતી આ નાનકડી નવલિકા ખરેખર વાંચવા અને વંચાવવા જેવી છે. ૦—૧—૦

૧૪ **સ્ત્રી સ્વાતંત્ર્ય**—સ્વતંત્રતાના અંધ ખ્યાલોમાં અથડાતી એક યુવતી આખરે ઠોકરો ખાઇને કેવી રીતે પાછી સાચા માર્ગ ઉપર આવે છે તેનું આ નવલિકામાં શ્રી રમાકાન્ત દ્વિવેદીએ સરસ આલેખન કર્યું છે. ૦—૧—૦

૧૫ **દક્ષિણી રાંધણકળા**—મહારાષ્ટ્રમાં બનતી રસોઇની વાનીઓ કેવી રીતે બનાવવી તેનું આ પુસ્તક ગુજરાતમાં વસતી એક ચતુર દક્ષિણી બહેને લખેલું છે. ૦—૩—૦

૧૬ **સતી જસમા**—પતિવ્રતની ખાતર પ્રાણ આપનારી આ વીર નારીની જીવનકથા સરળ, સાદી ને રસઝરતી બાનીમાં આલેખી છે. ૦—૬—૦

૧૭ **સંસાર દર્શન**—સંસારમાં ડગલે ને પગલે અનેક મુંઝવતા પ્રશ્નો આવી પડે છે. આ પ્રશ્નોને જુદી જુદી નજરે ટુંકી વાતોમાં નીરખીને વણી લીધા છે. ૦—૬—૦

૧૮ **ભૂમિમાતા-આનંદમઠ-વંદેમાતરમ્-રાષ્ટ્ર ગીતના ઉદ્ભવ** સ્થાન રૂપ નિર્મળ દેશભક્તિની અપૂર્વ પ્રેરણા આપતું સ્વ.

સાક્ષર શ્રી બંકીમચંદ્રનું લખેલું આ પુસ્તક એકેએક હિંદી સ્ત્રી પુરૂષે વાંચવા જેવું છે. નવી આવૃત્તિ ૧—૦—૦

૬૯ **બાળવિધવા**—બાળવિધવા એ ગુજરાતના ઉચ્ચ સમાજનું દયામણું પ્રાણી છે. એના પ્રત્યે દરેક સહૃદય માણસ સહાનુભૂતિથી જુએ છે. અને ઘણાક સંસ્કારી યુવકો તો તેનો હાથ ઝાલી સુખી કરવાની ધગશ ધરાવે છે. એવી બે બાલિકાઓએ પોતાનો માર્ગ કેવી રીતે કરી લીધો તેનો ચિતાર આમાં છે. ૦—૨—૦

૭૦ **સાચાં સહોદર**—ભાઇ બ્હેનનાં પ્રેમની અદ્‌ભૂત ઝાંખી કરાવતી આ નવલકથા વાંચતા હૃદયને હલમલાવી નાંખે છે. ૧—૮—૦

**કુલ રૂા. ૪–૧૦–૦ને બદલે રૂા. ૪–૫–૦ પોસ્ટેજ જુદું**

## સટ ૮મો : ૭૧ થી ૮૦

૭૧ **થેપડા અથવા એક પર બીજી**—સુંદર પાત્રાલેખનવાળી સામાજિક વાર્તા એક પર બીજી પત્ની કરનારને અજબ જેવી રીતે કેવી નસીયત મળે છે તેનું દૃષ્ટાંત રજુ કરે છે. ૦—૩—૦

૭૨ **સુકન્યા**—એક પતિવ્રતા સ્ત્રી જાતિભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ અને ખુની પતિને પોતાની તપશ્ચર્યાથી સુધારે છે તેની રસિક નવલિકા. ૦—૧—૦



# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્‌ગારો.

**ભરત ગુંથણ**—વિશે લોકવાણીના તંત્રીજી લખે છે—

આ પુસ્તક ઘેર ભરત ગુંથણ કરતાં અને શાળામાં અભ્યાસ કરતાં બહેનેને સારૂં માર્ગદર્શક થઇ પડે એવું છે. ભરત ગુંથણની પદ્ધતિ એમાં સમજાવવામાં આવી છે ને એ પદ્ધતિને સાનુકૂળ ચિત્રો પણ પુષ્કળ આપવામાં આવ્યાં છે...આ પ્રકારનું પુસ્તક બહુ ઉપયોગી થઈ પડે તેમ છે.

**સુખી ઘર**—વિશે પ્રસ્થાનના તંત્રીજી લખે છે—

સ્ત્રીઓને ગૃહિણી તરીકે સ્વમાન કેળવવાનો, ઘરકામને દીપાવવાનો, સંસ્કારી થવાનો બોધ મળે તેવું સાહિત્ય આ પુસ્તકમાં સુગમ ભાષામાં આપેલું છે.

**ભલી ભાભી**—વિશે સાપ્તાહિક મુંબાઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ નાનકડી પેમ્ફલેટ સ્ત્રીઓને ઉદારતાનો બોધપાઠ આપવાનું કાર્ય બહુજ સુંદર રીતે કરી શકે તેમ છે...એની લ્હાણી થવી જોઇએ.

**પતિ પ્રભુ છે**—વિશે સા. મુંબઈ સમાચારના તંત્રીજી લખે છે—

આ ચોપડી પણ લ્હાણી કરવા જેવી છે. એક દારૂડીઆ ધણીની સ્ત્રી પોતાના પતિને ખાતર ખૂબ સંકટો સહન કરે છે. આખરે તે વશ થાય છે ને પોતાની કુટેવો છોડે છે. ને બેઉ સુખી થાય છે.

# શ્રીશક્તિ ગ્રંથમાળા વિશે

## પ્રશંસાના ઉદ્‌ગારો

**માંદગી અને માવજત**—વિશે મુંબાઈ સમાચાર લખે છે—

આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા ને સમાનતા વિશે ગમે તેવી વાત કરીએ, છતાં સ્ત્રીઓમાં જે નૈસર્ગિક કળા છે તેને પુરુષો કદિ પહોંચી શકવાના નથી. તેમાંની એક કળા તે નર્સીંગ છે—દરેકે દરેક સ્ત્રીના હાથમાં આ પુસ્તક મૂકાય તો તેથી તેને એ વિષયનું સારૂ જ્ઞાન પ્રાપ્ત થાય એ નક્કી છે.

**પ્રજાબંધુના** તંત્રીજી લખે છે—

ઘરમાં સ્ત્રીને માંદાની માવજતનું જ્ઞાન હોય તે હિંદુ સમાજમાં ખૂબ જરૂરનું છે. એ જોતાં તેમની દૃષ્ટિએ લખાયલું આ પુસ્તક કીમતી થઈ પડશે.

**રઝિયા બેગમ**—વિશે પુસ્તકાલયના તંત્રીજી લખે છે—

આ પુસ્તિકામાં તેરમી સદીની આ સુલતાનાનો સરસ પરિચય અપાયો છે...લેખન શૈલી વખાણવા જેવી છે.

**ગૃહવિવેક**—વિશે તેઓ લખે છે—

વાર્તાઓ બોધક છે. સ્ત્રીઓ માટે પુસ્તક મઝાનું ને આદરપાત્ર છે. મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદે.

**સખીના પત્રો**—વિશે લોહાણા હિતેચ્છુના તંત્રીજી લખે છે—

આ ઉપયોગી પત્રમાળાને પુસ્તકનું રૂપ આપી સ્ત્રી સા. મંદિરના સંચાલકોએ વર્તમાન જગતને પોતાની એક ઉણપનું જ્ઞાન આપ્યું છે. આવાં પુસ્તકોનો વધુ પ્રચાર કરવાની સૂચના સાથે લેખક તથા પ્રકાશકને અભિનંદન.

---

દેશબંધુ પ્રેસ, સુરત

